**Trust in God and Do the Right.**

# નિવેદન

દરેક માતાને પોતાનું બાળક સર્વાંગ સુંદર લાગે છે અને બાળ સ્વાસ્થ્ય હરીફાઈમાં એને મુકવાનો મોહ છુટતો નથી. તેવાજ ભાવથી થોડાં કાવ્યો પ્રસિદ્ધ કરવા પ્રેરાયો છું. ઘણું કાવ્યોમાં ધ્રુવપંક્તિઓ, લોકઢ્ઢ્ંબે રમતાં ભજનો, ગીતો અને કવિતાઓ માની છે. મૂળ રચયિતાઓની સંમતિ વિના ઉપયોગ કરવા તેમની ક્ષમા યાચુંછું અને

"આપેલ મારા મુઠી એક પૌંઆ,
પ્રિતે ગ્રહો પ્રેમ ભર્યો મહાત્મનો"

વાંચકોને નમ્ર વિનંતિ.

શ્રી જયતીર્થ ( વિષ્ણુ તીર્થ ) સ્વામી કૃત ભાગવત-સારોદ્ધારનુ શ્રી સુસરલા શ્રીનિવાસ બી. એ. એ ( રામરાવ–રાવપેટા કોકાનડા શ્રીવ્યાસ પ્રેસ તીરૂપતી.) કરેલા અંગ્રેજી ભાષાંતર પુસ્તકમાંથી ભાગવત હૃદય, આત્મ–સમર્પણ અને બિંબોપદેશ ૩ પ્રકરણોનું સમશ્લોકી મૂળ સંસ્કૃત સાથે આપ્યાં છે. (સારોદ્ધારના શ્લોકોમાં અને ગીતાપ્રેસની શ્રીમદ્ ભાગવતની આવૃતિમાં થોડો પાઠફેર છે.) ભાગવત સારોદ્ધારમાં ભાગવતના ૩૬૫ શ્લોકો (દરરોજ એક શ્લોકનું પઠન મનન અને કીર્તન કરવા) ભાવ અનુકુળ પ્રકરણોમાં આપેલા છે. સંસ્કૃત શ્લોકોનું અને તેમાં પણ શ્રીમદ્‌ભાગવતના શ્લોકોનું સમશ્લોકી કરવું મારા જેવા અલ્પજ્ઞને માટે ઘણું કઠિણ છે. સંતોષકારક ન્યાય આપી શકાયો નથી, અને સરળ ભાવવાહી બનાવવા લીધેલી છૂટ વિદ્વાનો દરગુજર કરશે. સમશ્લોકી ભાષાંતર શ્રી. પી. એમ. મોદી સાહેબ. એમ એ. પી. એચ. ડી. (નિવૃત પ્રિન્સિપાલ શામળદાસ કોલેજ, ભાવનગર, હાલ નિવાસ વડોદરા)

જોઈ ગયા છે. અર્થ ઘટાવવામાં સમજાવવામાં કરેલી ભૂલો પ્રેમથી સુધરાવી છે જે માટે તેઓશ્રીનો હું અત્યંત ઋણી છું. શ્રી મોદી સાહેબ ૭૫ વર્ષની વય વટાવી ગયા છે. છતાં યુવાનને શરમાવે તેવું સ્વાસ્થ્ય અને ઉત્સાહ સાચવી રહ્યા છે એમ એ. પી. એચ ડી ના અભ્યાસાર્થીઓ સાથે જેટલી સરળતાથી સંસ્કૃત પ્રાચીન ગ્રંથો વેદ-વેદાન્ત-ગીતાજી (પ્રસ્થાન ત્રયી) નું વાંચન-વિચારણા કરે છે તેટલીજ સરળતાથી તદુપરાંત પ્રેમાળ વાત્સલ્યથી માધ્યમિક શાળાના સંસ્કૃતના વિદ્યાર્થીઓને સંસ્કૃતનો અભ્યાસ સરસ કરાવતા જોતાં તેઓશ્રીમાં ઉપનિષદ્‌ના મહર્ષિનાં દર્શન થાય છે.

પૂજ્ય બાપુને અંજલિ રૂપે લખાએલાં 'ગાંધી ગીતો' મહાત્માજીના શતાબ્દિ વર્ષમાં પ્રગટ કરવાના યોગાનુયોગ માટે પરમેશ્વરનો પાડ માનું છું. ગાંધીગીતો ૪ થી ૬૩ સ્વ. કુ. મનુબ્હેન ગાંધીની 'બાપુ મારી બા' પુસ્તિકામાં વર્ણવેલા પ્રસંગો ઉપરથી અનેત્યાં સુધી તેમનાજ શબ્દોમાં રચ્યાં છે.

ઋગ્વેદ અને યજુર્વેદ નાં થોડા મંત્રોનું સમશ્લોકી કર્યું છે. જેનું શ્રી મોદી સાહેબ સાથે વાંચન-વિચારણા ચાલુ છે. ઋગ્વેદ મંડળ ૪ સૂકત ૫૮ (શુકલયજુર્વેદ અધ્યાય ૧૭ના મંત્રો ૮૯ થી ૯૯ ). ઘૃત પ્રશંસા સ્વ. શ્રી. અંબુભાઈ પુરાણીએ ઘટાવેલા ઉદાર અર્થો મુજબ સમશ્લોકી કરેલું આમાં આપ્યું છે. વેદના સ્તુતિ મંત્રો અને સૂકતો સમશ્લોકી પુસ્તિકાકારે પ્રકાશન કરવાનો મનોરથ શ્રી હરિ પાર પાડો એવી પ્રાર્થના સહ વિરમતો.

વડોદરા તા. ૮-૫-૭૦

વૈશાખ શુકલ અક્ષય તૃતીયા ૨૦૨૬ નટુભાઈ જોષી

# ડૉ. ઠાકોરભાઇ. વિ. પટેલ.

સેવા, સુશ્રુષા અને શસ્રક્રિયાથી અનેકને આપે જિવનદાન આપ્યું છે, આપોછો અને આપતા રહો એવી શ્રીહ રને પ્રાર્થના.

આનાથી વધુતો આપ, સહૃદયતા પૂર્ણ ઉલ્લાસ અને હાસ્ય પ્રેરક આશ્વાસનોએ દર્દીનાં દર્દ હળવાં કરો છો અને તેમના આપ્તજનોમાં ઉત્સાહ અને વિશ્વાસ જન્માવોછો. ૪૫ માં કોલેરાગ્રસ્ત અને હાથ પગની નાડીઓ તુટી ગયેલી સ્થિતમાં મને ૨૪ કલાક અવિરત અખંડ સારવાર આપી મૃત્યુના મુખમાંથી પાછો આણ્યો હતો. એટલુંજ ન હ પરંતુ ત્યારથી આપ અમને આપના કુટુંબીજન ગણો છો એ ઉપકારનો બદલો આજન્મ અદા કરી શકું તેમ નથી.

સર્વે સુખિનો સન્તુ, સર્વે સન્તુ નિરામયાઃ
સર્વે ભદ્રાણિ પશ્યન્તુ, મા કશ્ચિત દુખભાક્ ભવેત.

આયુર્વેદની આજ્ઞાનું પરિપાલન કરવા જનતાની સુસ્વાસ્થ્યની જવાબદારીઓ આપે ગ્રહી છે. તેમાં આપને સંપૂર્ણ સફળતા અને યશ મળો એવી પ્રાર્થનાસહ ગીત પુષ્પોપહાર સમર્પતો.

આપનો ભવદીય
"નંદુભાઇ જોષી."

# પ્રસ્તાવના

મારા પરમ મિત્ર શ્રી નટવરલાલ જોષીએ (નિવૃત પોષ્ટ માસ્તર) મૂળ સંસ્કૃત સ્તુતિઓનો આશ્રય લઈને તેમજ સ્વતંત્ર રીતે પણ ગુજરાતીમાં શ્લોકબધ્ધ કાવ્યરૂપે સ્તુતિઓ તેમજ ઇતર વિષયક આનંદકંદ, પ્રે ક, સ્મરણ કાવ્યો લખ્યા છે. તે પૈકી સારો સમુદાય આ સાથે જનતા પાસે જનતાના રસાસ્વાદ માટે અમુક કાવ્યો રજુ થાય છે. તે પ્રસંગને હું આનંદથી વધાવું છું. અને સ્નેહશ્રી જોષીએ તન, મન અને ધનનો સદુપયોગ કરીને જે લોકપયોગી કાર્ય માટે ઉત્સાહ દર્શાવ્યો છે, તેમાટે હું એમને મારા તરફથી તેમજ જિજ્ઞાસુ-વર્ગ તરફથી અભિનંદન આપું છું.

આવા સંસ્કૃતની છાયાવાળા ભક્તિ કાવ્યોનો ચાલુ જમાનામાં ઘણોજ ઉપયોગ છે. તે વાતની ના પાડી શકશે નહિ. વેદ ઉપનિષદો ( વેદાન્તો ) ગીતા ભાગવત આ બધાં આપણાં પ્રસ્થાનો (ધર્મના મૂળભૂત પાયા) છે. એના ઉપર આચાર્યોએ ભાષ્યો લખ્યાં છે. આ ભાષ્યો તો એક રીતે સ્વસ્વ સંપ્રદાયો સિદ્ધ કરવા અને ઇતર મતોનું નિરાકરણ કરવા લખાયા છે.

આવા વાગ્યુદ્ધનો જમાનો હવે ચાલી ગયો છે. અર્વાચીન યુગમાં મનુષ્યને ગીતાની-બાઈબલની ટીકામાં નહીં, પણ તેના મૂળ ઉપદેશમાં વધુ રસ છે. અને જો આપણી સંસ્કૃતિનો પુનરુદ્ધાર થવાનો હશે તો તે પક્ષાપક્ષીથી નહીં પણ મૂળ ગ્રંથોમાં અને મૂળ-સાદા -રજૂ થયેલા સિદ્ધાંતોમાં રસ ઉત્પન્ન કરવાથીજ થવાનો છે. એ ચોક્કસ છે. જે ભાઈઓ સંસ્કૃતજ્ઞ છે, તેઓ તો મૂળ પ્રસ્થાનોજ વાંચશે, ને સમજશે. પણ આપણા સમાજનો મોટો વર્ગ સહેલાઈથી ઉપયોગ પુરતું-સંસ્કૃત જાણતો, તેવાં સાધનો અને પદ્ધતિ હજૂ પ્રાપ્ય નથી. તેથી મારા મિત્ર શ્રી જોષીનો પ્રયાસ ઘણોજ આદરપાત્ર છે.

હવે, મૂળ સાથે ગુજરાતીમાં થયેલું ગદ્યાત્મક ભાષાંતર તો શબ્દાર્થ રજૂ કરી શકે. પણ પદ્યાત્મક અનુવાદ તો સો ટકા શબ્દાર્થ રજૂ નજ કરી શકે આ રીતે, કદાચ પ્રસંગોપાત શ્રી જોષીના "સ્વાન્ત સુખાય" પ્રેરીત કાવ્યોમાં મૂળ ગ્રંથગત સ્તુત્યાદિનો શબ્દાર્થ પુરેપુરો ન રજુ થયો હોય તે શકય છે.

પણ તેનાથી કરીને, કંઇ ક્ષતિ થતી નથી, એક રીતેતો, લોકો સમજે તે રીતેજ રજુઆત ઇષ્ટ છે. અને તેવી રજુઆત અહીં જોવા મળે છે. કોઇકોઇ સ્થળે અન્વય માટે વાંચકે જરા ધ્યાન આપવું પડે છે. એ સમજ્યા પછી અર્થ ગ્રહણ થતાં વાંચકને અપૂર્વ આનંદ આવે છે. આ પ્રકારના અન્વય અને સમજુતિ લેખકે પરિશિષ્ટમાં આપ્યા છે. તે ઘણા ઉપયોગી નીવડશે.

શ્રી જોષીની મૈત્રી થતાં હું અનુભવી શકયો છું કે એમનામાં આપણા દેશની રાષ્ટ્રિય પ્રવૃતિઓ માટે ઉત્સાહ છે અને મહાત્માજી પ્રત્યે અપૂર્વ માન અને ભક્તિ છે. અને તે માન ઉત્સાહેજ—આગળ વધીને પોતે અનુભવેલ આનંદનો ઇતર લોકો **परस्परं भावयंतः श्रेयः परम वाप्स्यथ** એ ભાવના એમનામાં જગાડી છે.

જે સમાજમાં તેમને શિક્ષણ મળ્યું, સાહિત્યનો શોખ પોષાયો તેનું યત્કિંચિત્ ઋણ આરીતે અદા કરે છે. અને એના ફલસ્વરૂપ "હરિગીતા અને ગાંધી ગીતા" પ્રસિદ્ધ થાય છે. તો લોકો એનો લાભ લેશે, એવી મને આશા છે.

ગિરધર નિવાસ, રાવપુરા.

વડોદરા, તા. ૧૬-૩-૭૦. પ્રતાપરાય. મ. મોદી.

## વિષયસૂચિ



પૂજ્ય માતુશ્રી અ. સૌ. મણિબાની પુનીત સ્મૃતિમાં.

(દેહ વિલય ૨૩-૮-૬૮)

# ઘૃત પ્રશંસા

ઘૃત=ઋત-જ્ઞાન-જ્યોતિર્મય વિશુદ્ધ મનોદશા.

પણિ=અજ્ઞાનમય અવિદ્યાશક્તિ.

વૃષભ=દિવ્ય પુરૂષ, ચૈતન્ય.

ગવિ=ગવ્ય-ગૌ, ધેનુ; વિજ્ઞાનજ્યોતિ, રશ્મિઓ.

પ્રણવરૂપ ઉદ્દગીથીજ મહાન દેવના રૂપે વૃષભ.

પ્રણવની ત્રણ માત્રાઓઃ-ત્રિકત્રુ સ્વરૂપ તેની સાથે ચોથી અમાત્રા, વિશ્વ સ્વસ્તિક.

ત્રયી વિદ્યા=ત્રણપગ.

પરોક્ષ અને અપરોક્ષ બે શિર.

સપ્ત હસ્તઃ-સાત હાથ, સાત સ્વર:

ત્રિવિધ બાંધ્યો :-મંદ, મધ્ય અને તાર અથવા ઉદ્દાત, અનુદાત અને સ્વરિત ત્રણ ૐકારના સ્વર એ વૃષભનાં બંધનો.

ચતુઃશૃંગ :-ચાર શિંગડાં= ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. (શૌનક ઉપનિષદ્)

સમુદ્રાત્ ઊર્મિ મધુમાન્ ઉત્ આરત,
ઉપ અંશુના સં અમૃતત્વં આનટ્;
ઘૃતસ્ય નામ ગુહ્યં યત્ અસ્તિ,
જિહ્વા દેવાનામ્ અમૃતસ્ય નાભિઃ. ૧

વયં નામ પ્રબ્રવામ ઘૃતસ્ય,
અસ્મિન્ યજ્ઞે ધારયામ નમોભિઃ;
અપ બ્રહ્મા શૃણવત્ શસ્યમાનમ્,
ચતુઃશૃંગ અવમિત ગૌર એતત્. ૨

ચત્વારિ શૃંગાઃ ત્રયઃ અસ્ય પાદાઃ,
દ્વે શીર્ષે સપ્ત હસ્તાસઃ અસ્ય;
ત્રિધા બદ્ધ વૃષભઃ રોરવીતિ,
મહઃ દેવઃ મર્ત્યાનિ આવિવેશ. ૩

ત્રિધા હિતં પણિભિઃ ગુહ્યમાનમ્,
ગવિઃ દેવાસઃ ઘૃતં અન્ય વિદન્;
ઇન્દ્રઃ એકં સૂર્યઃ એકં જજાન વેનાત્,
એકં અવિંદન્ સ્વધયા નિઃતતક્ષુઃ. ૪

એતા અર્ષન્તિ હૃદયાત્ સમુદ્રાત્,
શતવ્રજા રિપુણા ન અવચક્ષે;
ઘૃતસ્ય ધારાઃ અભિચાકશીમિ,
હિરણ્મયઃ વેતસઃ મધ્યે આસામ્. ૫

સમ્યક્ સ્રવન્તિ સરિતઃ ન ધેનાઃ,
અંતં હૃદા મનસા પૂયમાનાં;
એતે અર્ષન્તિ ઊર્મયઃ ઘૃતસ્ય,
મૃગા ઇવ ક્ષિપણુઃ ઇષમાણાઃ ૬

સિન્ધોઃ ઈવ પ્રં અધ્વને શુઘનાસઃ,
વાત. પ્રમિયઃ પતયંતિ યવ્હાં;
ઘૃતસ્ય ધારા અરુષઃ ન વાજી,
કાષ્ટઃ ભિંદન્ ઊર્મિભિઃ પિન્વમાનઃ. ૭

અભિપ્રવંત સ-મના ઇવ યોષાઃ,
કલ્યાણ્યઃ સ્મયમાનાઃ અગ્નિઃ;
ઘૃતસ્ય ધારા સમિધા ન સંત,
જુષાણઃ હર્યંતિ જાતવેદાઃ. ૮

કન્યા ઈવ વહતું એતવે ઉ,
અંજિ અંજાનાઃ અભિ ચાકશીભિઃ;
યત્ર સોમઃ સૂયતે યત્ર યજ્ઞઃ,
ઘૃતસ્ય ધારા અભિતત્ પવન્તે. ૯

અભિ અર્પત સુસ્તુતિં ગવ્યં આજિમ,
અસ્માસુ ભદ્રા દ્રવિણાનિ ધત્ત;
ઈમં યજ્ઞં નયત દેવતા નઃ,
ઘૃતસ્ય ધારા મધુમત્ પવન્તે. ૧૦

ધામન્ તે વિશ્વં ભુવનં અધિશ્રિતં,
અંતર્ સમુદ્રે હૃદિ અંત આયુષિ;
અપાં અનીકે સંઇથેયઃ આભૃતઃ,
તં અસ્યામ મધુમંતમ તે ઊર્મિઃ. ૧૧

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

સમુદ્ર ઊર્મિ મધુમય ઉંચે ચઢે,
સમિપ લાવે કિરણ અમૃતતત્વ;
ઘૃતનું છે નામાભિધાન ગુહ્ય,
દેવોની જિવ્હા અમૃત નાભિકેન્દ્ર. ૧

ઘૃત નામ આમાં ઉચ્ચારીયે અમે,
યજ્ઞે ધરંતા, પ્રણિપાતે નમંતા;
સમીપસ્થ બ્રહ્મા સુણજો રૂચાઓ,
ચતુઃશૃંગ ગૌર પ્રગટાવતો આ. ૨

ચત્વારિ શૃંગ ત્રણ પાદ એના,
બે શિર્ષ સપ્ત હસ્ત છે એના;
ત્રિવિધ બાંધ્યો વૃષભ ઓરડે છે,
મહા-દેવ એ મર્ત્યોમાં પ્રવિષ્ટ. ૩

ત્રિવિધ રીતે પણિઓથી ગુપ્ત,
ગવિમાંથી શોધ્યું ઘૃત દેવ-વૃંદે;
ઇંદ્ર—સૂર્ય—સોમે ત્રણેય એકેક,
તૈયાર કીધાં નિજ પ્રકૃતિરૂપ. ૪

આ ગતિમાં હૃદિ સાગરેથી,
શતધાર માર્ગે રિપુથી અદૃષ્ટ;
નિહાળતો હું ઘૃત ધાર સ્રોતમાં,
હિરણ્યમય. નેતરૂં મધ્ય એમાં. ૫

સમ્યક્ સ્રવે છે સરિત્ સમી ધેન,
આંતર હૃદમને મનસા વિશુદ્ધ;
આ વહેતી ઘૃત ઊર્મિઓ શું,
વ્યાધે બીધેલાં હરણાંની જેમ. ૬

સિન્ધુ સમા શીઘ્ર ગતિ પ્રમાણે,
ભૂલિષ્ટ વાયુ પરિમિત વહે છે;
ઘૃતધાર જાણે તેજીલ અશ્વ,
ભાંગી દિશાઓ પરિપુષ્ટ થાય. ૭

અભિપ્રવર્તી સ-મના સ્ત્રીઓથી,
કલ્યાણ પ્રાપ્ત સ્મિતે ભરેલી;
અગ્નિ પ્રતિ જાતી સુ-સમિદ્ધ મોદે,
ઘૃતધાર ઈચ્છામય જાતવેદસ, ૮

કુમારિકા શું પતિ સાથ જાવા,
નિહાળતો આભરણોથી આંજી;
જ્યાં સોમ-સ્તવન જ્યાં યજ્ઞ યાગ,
ઘૃત ધાર પવિત્ર વહે ત્યહાં પ્રતિ. ૯

પ્રગટો સ્તુતિમાં અત જ્યોત ગવ્ય,
સંપત્તિ આપો વળી ભદ્રકારી;
આ યજ્ઞ દેવો આગળ દોરતા રહો,
મધુમન્ત ધારા ઘૃતની વહે છે. ૧૦

ભુવન સર્વે તવ ધામ આશ્રિત,
અંતર જિવનના હૃદિ-સાગરે રહ્યું;
જલ રાશિઓ સંગમે વૃદ્ધિ પામે,
અમે સ્વાદીયે તે મધુમંત ઊર્મિઓ. ૧૧
ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

## ઇન્દ્ર અગસ્ત્ય સંવાદ.

ઈન્દ્રઃ– ન નૂનં અસ્તિ નઃ શ્વઃ કઃ, તત્ વેદયત અદ્ભૂતમ્;
અન્યસ્ય ચિત્તં અભિ સંચરેણ્યં, ઉત આધિતં વિનશ્યતિ. ૧
અગસ્ત્ય– કિં નઃ ઈન્દ્રઃ જીઘાસસિ, ભ્રાતરઃ મરૂતઃ તવ;
તેભિઃ કલ્પસ્વ સાધુયા, મા નઃ સંઅરણે વધી. ૨
કિં નઃ ભ્રાતઃ અગસ્ત્ય, સખાસન્ અતિમન્યસે;
વિદ્મહિ તે યથા મનઃ, અસ્મભ્યં ઇત ન દિત્સસિ. ૩
અરમ્ કૃણ્વતુ વેદિં સં, અગ્નિં ઇધતામ્ પુરઃ
તત્ર અમૃતસ્ય ચેતનમ્, યજ્ઞં તે તનવાવહૈ. ૪
અગઃ– ત્વં ઇશિષે વસુપતે વસૂનાં, ત્વં મિત્રાણાં મિત્રપતે ધે
ઈંદ્ર ત્વં મરૂત્ ભિઃ સંવદસ્વ, અધ પ્રાશન ઋતુથા હવીંષિ, ૫

ઋગ્વેદ. મં. ૧. સૂક્ત ૧૭૦.

## નિત્ય પ્રાર્થના.

ૐ સહનાવવતુ, સહનૌ ભુનક્તુ, સહવીર્યં કરવાવહૈ,
તેજસ્વીનાવધીતમસ્તુ, મા વિદ્વિષાવહૈ. ૧
ૐ અસતોમા સદગમય, તમસો મા જ્યોતિર્ગમય,
મૃત્યોર્મા અમૃતમ્ ગમય. ૨
સત્યાન્ન પ્રમદિતવ્યમ્, ધર્માન્ન પ્રમદિતવ્યમ્,
કુશલાન્ન પ્રમદિતવ્યમ્, ૩
ૐ તત્ સવિતુઃ વરેણ્યં, ભર્ગો દેવસ્ય ધીમહિ,
ધીયો યો નઃ પ્રચોદયાત્. ૪
ૐ પૂર્ણમદઃ પૂર્ણમિદં, પૂર્ણાત્ પૂર્ણમુદચ્યતે,
પૂર્ણસ્ય પૂર્ણમાદાય, પૂર્ણમેવાવશિષ્યતે. ૫
માતૃદેવોભવ, પિતૃદેવોભવ, આચાર્ય દેવોભવ. ૬

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

નથી તે આજ કે કાલે, કોણ જાણે તે અદભૂત;
સંચરે અન્યના ચિત્ત, કિંતુ "ધી" થી વિલોપિતુ. ૧
—કાં હણવા અમને ઇચ્છે, ઇન્દ્ર બંધુ મરુત તવ;
સંકલ્પ સંપૂર્ણ તે સાથ, મા હણો અમને યુધે. ૨
અગસ્ત્ય ભ્રાં અમારા થૈ, વિચારે કાં અતિક્રમણ,
જાણું જે મન તારૂં કાં, દેવા અમને ન ઇચ્છતો, ૩
કરો તૈયાર વેદિને, સમિધો અગ્નિ અગ્રમાં;
ત્યાં છે અમૃત ચૈતન્ય, તવ યજ્ઞ વિસ્તારીયે. ૪
—તું ઇશાન, વસુના વસુપતિ, તું શ્રેષ્ટ ધર્તા મિત્ર મિત્રના;
સંવાદ સ્થાપી મરૂતોથી ઇન્દ્ર, પ્રાશો હવિષો ઋત ક્રમેથી. ૫

## નિત્ય પ્રાર્થના.

રક્ષો પ્રભુ અમ બંનેયને, એક સાથ,
આનંદ દો અમ બંનેયને, એક સાથ,
પુરૂષાર્થ કરીયે બંને, એક સાથ,
તેજસ્વી કરજો, અમ શિક્ષણને પ્રભુજી,
ના દ્વેષ કરીયે કદી, આપસમાં પ્રભુજી. ૧
અસત્યેથી દોરો સત્ય માર્ગ,
મૃત્યુમાંથી દોરો અમૃત માર્ગ,
અંધારેથી દોરો જ્યોતિ માર્ગ. ૨
હોજો કદી ના પ્રમાદ સત્યમાં,
હોજો કદી ના પ્રમાદ ધર્મમાં,
હોજો કદી ના પ્રમાદ કુશલે. ૩
શ્રી સવિતા વરણીય દેવનાં,
ધરંત ધ્યાન તુજ ભર્ગ—તેજનાં,
પ્રેરો અમારી સન્માર્ગે બુદ્ધિ. ૪

તે પૂર્ણ છે, આ પૂર્ણ છે; પૂર્ણથી પૂર્ણ ઉપજે;
પૂર્ણમાંથી, પૂર્ણ બાદે, પૂર્ણ રહે અવશેષમાં. ૫
સ્વસ્તિ કીર્તિવૃદ્ધ ઇંદ્ર અમોને, સ્વસ્તિ વિશ્વવેત્તા પૂષન્ અમોને
અખંડ-પંખ ગરૂડ સ્વસ્તિ, સ્વસ્તિ અમોને આપો બૃહસ્પતિ
ભદ્રમ્ કર્ણેથી સુણીયેજ દેવ, ભદ્રમ્ જુએ નેત્ર યજમાન-શ્રે
સ્થિર શરીરે પ્રજાસહ સ્તવંતા, વિતાવીયે દેવ-દીધેલ આ

વાયુ મધુરા વાઓ, સિંધુ ઝરણાં મધુરાં,
ઔષધિ મધુરી થાઓ, અમ યજ્ઞ કરંતાને.
રજનિ મધુરી, ઉષા મધુરી મધુમય પાર્થિવ લોકો,
ઘુલોક પિતા મધુરા, (અમયજ્ઞ કરંતાને.)
વનસ્પતિ મધુરીને, સૂરજે તપજો મધુરા,
મધુરાં દૂધવાળી ગાયો; (અમ યજ્ઞ કરંતાને.)

---

શિવ સંકલ્પ. (શુ. યજુ. ૩૪-૧ થી ૬.

જાગૃત અવસ્થા દૂરગામી દેવી, સુષુપ્તિમાં પૂર્વવત્ આત્મવત્
દૂરગામી જ્યોતિ એ ઇંદ્રિયોનુ, મન થાવ મારૂં શિવ સંકલ્પવાળ
ક્રિયા-કાંડ નિષ્ટ મનીષિઓ ધીર, કરંત યજ્ઞો જે થકી વિધિવ
અપૂર્વ યક્ષ હૃદયે પ્રજાનાં, મન થાવ મારૂં શિવ સંકલ્પવાળ
પ્રજ્ઞાન ને જે ચેતના ધૃતિ, અંતરે જ્યોતિ અમૃત એ પ્રજામાં
જે વીણ ના કિંચિત કર્મ થાયે, મન થાવ મારૂં શિવ સંકલ્પવાળ
ભૂત ભવિષ્ય વળી વર્તમાન, જાણી શકાયે જે મન અમૃતે
વિસ્તારયજ્ઞ 'સપ્તહોતા' જેથકી, મન થાવ મારૂં શિવ સંકલ્પવા
ઋગ્વેદ જેમાં વળી સામ ને યજુ, રથનાભિમાં જેમ પ્રતિષ્ઠ આ
સર્વજ્ઞાન પ્રજાનુંજેમાં ઓતપ્રોત, મન થાવ મારૂં શિવ સંકલ્પવાળ
સુ-સારથી જેમ લગામ ચાબુકે, અશ્વો નિયંત્રે, દોરે મનુષ્
હૃદે પ્રતિષ્ઠ મન, અજિર તેજીલ, મન થાવ મારૂં શિવ સંકલ્પવાળ

# શ્રીરામ જન્મ લીલામૃતમ

શ્રીરામચંદ્ર કૃપાળુ કૌશલચંદ્ર દશરથનંદન.
શત્રુઘ્ન લક્ષ્મણ સુત સુમિત્રા ભરત કૈકેયી સુત.
દશરાત્રિ વિશ્વામિત્ર યજ્ઞે રામ લક્ષ્મણ સાથમાં.
અસુરો હણ્યા હણી ત્રાટકાને અહલ્યા ઉદ્ધારીયાં. ૧

સૂણીને સ્વયંવર જાનકીનો જનકપુરી પંથે વળ્યા.
શિવધનુષને તોડતાં તનયા જનકની પામીયા.
અવધપુરીના પંથ પરશુરામ ગર્વ ઉતારીયા.
અવધવાસી પુરજનોના હૃદય-ઉર-ચિતમાં વસ્યા. ૨

કુળગુરૂ વસિષ્ઠની સંમતિથી વૃદ્ધ થાતાં દશરથે.
રાજ્યાભિષેક શ્રીરામનો કરી વાનપ્રસ્થ થવા ચહે.
કૈકયપુત્રી કુપિત બની વરદાન જુનાં માગતી.
એક-ત્રણ-દશ વર્ષ વનમાં રામ, ભરતને રાજ્યશ્રી. ૩

મૂર્છાને વશ દશરથ થયા નિશ્વાસ.ઉન્હા નાખતા.
વચન તાત નિભાવવા રઘુરાય વનમાં સંચર્યા.
વૈદેહી ને વળી અનુજ લક્ષ્મણ વીર સાથે સંચર્યા
ભીલરાજ ગુહક નાવડી ભાગીરથી નદી ઉતર્યાં. ૪

હા રામ ! રામ ! વદી વદી નિશ્વાસ ઉન્હા નાખતા.
હા ! રામવિજોગી રાજવી પંચત્વ દશરથ પામીયા.
મોસાળથી આવ્યા ભરત ધીક્કારતા કૈકેયીને.
ધરી પ્રભુ ચરણની પાદુકાઓ અવધના સિંહાસને. ૫

ગિરી ચિત્રકુટ નિવાસ આજ્ઞા અત્રિ–અનસુયા ધરે.
પંચવટી શુભવાસ કરી સંગ્રામજીત–ખર–દુષણે.
મોહાંધ શુર્પણખા તણા છેદયાં કરણ ને નાસિકે.
નિજવેર લેવા રાક્ષસી ભાઈ લંકપતિને નોતરે. ૬

મૃગસુવર્ણની પૂઠ ધાતા રઘુનાથને રખવાળવા.
વિહ્‌વળ બનીને જાનકીએ પૂઠ લક્ષમણ પાઠવ્યા.
દૃષ્ટ રાવણ હરી સીતા અવકાશ પંથે વિચરી.
હણી ગૃધ જટાયુ માર્ગ; મૂકીયાં વન અશોકે જાનકી. ૭

મૃગયાથી વળતાં સતી ન જોતાં રામજી બેશુધ થયા.
સીત-શોધમાં શબરી મિલન હનુમાન સુગ્રીવ ભેટીયા.
વાલી હણી લંકાદહન ને વાનરો સાગર તર્યા.
ઇંદ્રજીત વળી કુંભકર્ણ અસુર રાવણને હણ્યા. ૮

પાવક પરીક્ષા આકરીમાં પતિતપાવન ઉતર્યાં.
દઈ રાજ લંકા વિભીષણ પુષ્પક વિમાને અવધમાં.
રામરાજ્ય કીધાં પુણ્યશ્લોકે હિતમજા ધરતાં હૃદે.
રજક વચને જાનકીને ફરી વને પધરાવી છે. ૯

લવ–કુશ જન્મ્યા વાલ્મિકીના આશ્રમે ઉછર્યા અને.
અશ્વમેધે સુભગ મિલને સીત ભૂમિ ઉરમાં શમે.
વશ કાળને સૌમિત્ર પ્રભુ આ દેહ નિજ ધામે ગમન.
નીતિ-ધર્મ-સત્ સંસ્થાપવા શ્રીરામજ-મલીલામૃતમ્. ૧૦

નાસિક ૧૪–૧૧–૫૩ (જવાહર જયન્તિ)

## શ્રીકૃષ્ણ જન્મ લીલામૃતમ

પરણાવી બ્હેની દેવકી વસુદેવને રથ હાંકતાં.
આકાશવાણી સૂણી અશુભ નાખ્યાં નીબીડ નવદંપતિ.
ખટ બાળ હણીયાં કંસ ક્રુર સુત સાતમા સંકર્ષણ.
અવતારે અષ્ટમ વિષ્ણુનો શ્રીકૃષ્ણ દેવકીનંદન. ૧

વસુદેવ નંદન સોંપતા ગોકુળ યશોદા નંદને.
ને યોગમાયા આણીને ક્રુર કંસ વધતાં નવ મરે.
હણી માસી પૂતના-ઝુલણાને શકટને તૃણ મારીયા.
બ્રહ્માંડ દર્શન માતને યમલાર્જુનો ઉધ્ધારીયા. ૨

હણી અઘાસુરને વત્સબક ગૌ ચારતા ગોવિંદને.
બ્રહ્મા ભૂલ્યા ઋષિ પત્નીઓ ભજતી ત્યજી પરિવારને.
કાલિંદીજળ વીષમય કરતા નાગ કાલિય નાથીને.
ગોકુળ વૃંદાવન ઉગાર્યાં ભક્ષ કરી દાવાગ્નને ૩

મર્યાદ .મૂકતાં ગોપી-વસ્ત્રો ગોપીજન-વલ્લભ હરે.
અભિમાન ઈંદ્ર ઉતારવા ગીરિરાજ ગોવર્ધન ધરે.
મધુ બંસરી મનમોહને બજી બંસીબટ બૃંદાબને.
રમી રાસ રાસેશ્વર રસિક રેલાવતા રસ-રંગને. ૪

મથુરાગમન કુબ્જા અનુગ્રહને કુવલયાપીડને.
ચાણુર મુષ્ટિક મલ્લ રોળી ક્રુર કંસનું શીર છેદીને.
દીધું રાજ્ય ઉગ્રસેનને મુચુકંદ કાળયવન હણે.
મથુરા ત્યજી સૌરાષ્ટ્ર વસી-સ્થાપ્યું નગર શ્રી દ્વારિકે. ૫

ભીમક તનયા રૂક્મિણી હરી કૃષ્ણ પટરાણી કરે.
સ્યમંતક મણિ સત્યભામા જાંબુવાન કુમારીને.
કાલિંદી સત્યા મિત્રવૃંદા કુરૂવંશી ભદ્રા લક્ષ્મણે.
પારિજાતક પુષ્પ-રૂપણે કીધી મુકત સોળ સહસ્ત્રને. ૬

મચ્છવેધે પ્રગટ થાતા વીર પાંડવો બીરદાવીયા.
જરાસંધ હણી મગધ ભીમ, નૃપતિ સહસ્ત્રો છોડવ્યા.
યુધિષ્ઠિરનાં રાજસુય જદુનાથ જાઠ ઉઠાવતા.
શતગાળ સહી સુદર્શને શિશુપાળને સંહારતા. ૭

ઉષા-અનિરૂદ્ધ લગ્નમાં શિવ-કૃષ્ણ સંગ્રામે ચઢે.
હાથ બાણાસુર હજારો હરિચક્ર સુદર્શન હણે.
સંહારી મિથ્યા પુંડરીક ને દંતવક્ર શાલ્વને:
હથિયાર હેઠાં મૂકીયા ભૂમિ ભરત ભાર ઉતારીને. ૮

દુર્બળ સુદામા મિત્રના ગ્રહી મુષ્ટીમાં તાંદુલને.
દારિદ્ર હરી સમૃદ્ધિ દઇ રીઝતા જુઓ ભગવંતને.
પરણાવતા ભગિની સુભદ્રે સંન્યસ્તવેશી પાર્થને.
સાર ધર્મ ભાગવતનો ઉપદેશતા ઉદ્ધવજીને. ૯

અતિ સેવતા સુંદરી-સુરા સૌ કોટી છપ્પન યાદવો.
નિજ નાશ તૃણથી નોતરે અભિશાપ પામી ઉદ્ધતો.
શર ચરણપદ્મે વાગતાં આદેહ વૈકુંઠે ગમન.
પરિત્રાણ સાધુ, વિનાશ દુષ્કૃત, ધર્મનું સંસ્થાપન. ૧૦



## મહાભારત કથા.

ધર્મરાજા યુધિષ્ઠિર ભીમ વૃકોદર વીર અર્જુન.
માદ્રીના સહદેવ નકુલ પાંડવો પાંચ બાંધવ.
દુર્યોધનાદિ કૌરવો શત ધૃતરાષ્ટ ગાંધારી સુતો.
લાક્ષાભુવન ષડયંત્રમાંથી સલામત બચી પાંડવો. ૧

ભટકતા વનવનમહી વળી માત કુંતા સાથમાં.
ભીમ પરણે હીડીંબાં વળી હણે બક નર ભક્ષીને.
સૂણીને સ્વયંવર દ્રૌપદીનો વેશ કાપડી ધરી ગયા.
મચ્છ ફરતો વેધી અર્જુન પાંચ પાંડવો કૃષ્ણા વર્યા. ૨

શ્રી કૃષ્ણની મધ્યસ્થીથી પુરી ઇન્દ્રપ્રસ્થ પતિ બન્યા.
મર્યાદ જાળવવા ધનંજય વનવાસ સ્વેચ્છાએ પળ્યા.
પરણે સુભદ્રા કૃષ્ણ ભગિની ચિત્રાંગદા ઉલૂપી વર્યા.
ઐશ્વર્ય રાજસુયે નિહાળી કૌરવો કટ્ટર બન્યા. ૩

હસ્તિનાપુર યુધિષ્ઠિર રમી દ્યુત શકુનિ સાથમાં.
રાજ હારી દાસ બની વળી દ્રૌપદી મૂકી દાવમાં.
ચીર ખેંચતો પાંચાળીનાં મોહાંધ બની દુઃશાસન.
અપમાની કર્ણે-દુર્યોધને નવ સહી શકે ભીમ અર્જુન. ૪

ભીષણ પ્રતિજ્ઞા બદ્ધ ભીમ કુડકર્મીઓ સંહારવા
ધૃતરાષ્ટ્ર રાયે મુક્ત કીધાં સર્વને સતી રીઝવવા.
હાર્યો જુગારી યુધિષ્ઠિર બમણું રમીને હારીયા.
વનવાસ વર્ષો બાર-એકનો પાંડવો ફરી પામીયા. ૫

અમરાપુરી જઇ અર્જુને દિવ્યાસ્ત્ર શસ્ત્રો મેળવ્યાં.
ચારેય બંધુ દ્રૌપદી સહ ભારતીય તીર્થો ફર્યાં.
ઉત્પાત મચવ્યો જયદ્રથે સતી દ્રૌપદીને હરી જવા.
બાંધેલ યક્ષે બંધુ કૌરવ વીર પાંડવો છોડાવતા. ૬

કંક બલ્લવ બૃહન્નલ ગૌપાલ અશ્વ પરીક્ષક.
સૈરંધ્રી દ્રૌપદી નામ ધરી વૈરાટ નૃપનાં સેવક.
કીચકો હણ્યા કડછીધરે ગૌ છોડવી વીર અર્જુને.
ઉત્તર અભિમન્યુ વરે શ્રીકૃષ્ણ વિધિ નિષ્ફળે. ૭

સાત એકાદશ ખડી અક્ષૌહિણી કુરૂક્ષેત્રમાં.
ભગવદ્ ગીતા સંબોધતા શ્રીકૃષ્ણ સારથી પાર્થના.
ગાંગેય-કર્ણ-વિકર્ણને ગુરૂ દ્રોણને વળી જયદ્રથા.
દુ:શાસન દુર્યોધન પાંડવ સુતો સહુ રણ હણ્યા. ૮

ચક્રવર્તી પદ યુધિષ્ઠિર ભરતભૂમિનું પામીયા.
વળી પુણ્યશ્લોક બની પ્રજાને પાળી યશ પ્રસરાવીયા.
કુળનાશ દોષ નિવારવા હિમ-આલયે આરોહતા.
બચી એકમાત્ર યુધિષ્ઠિર આદેહ ઇંદ્રપુરી ગયા. ૯

ચંદ્રવંશી રાજવીકુળ યુગ પુરાણિક સંસ્કૃતિ
ઇતિહાસ સામાજિક કથા નીતિ ધર્મને પ્રસરાવતી.
ચોવીસ હજારા શ્લોક મૂળમાં લક્ષ એક વધી થયા.
જય-ભારત-મહાભારત મુનિ વ્યાસ આદિ રચયિતા ૧૦

❦

## ગંગાવતરણુ કથા

સૂર્યવંશી સગર રાજા વરદાન ભૃગુનું મેળવે.
સતી સુમતી સહસ્રો સાઠ શુરવીરા સુતો સૂયાવશે.
અસમંજ કેશિની સુતથી તમ વંશ વૃદ્ધિ પામશે.
અસમંજ પણ પાપી નિવડતાં હા! દેશપાર કરેલ છે. ૧

રૂપ રાક્ષસી ધરી ઈંદ્રિ હરતા રાજા સગર યજ્ઞાશ્વને.
યજ્ઞાશ્વ શોધો સગર આજ્ઞા પુત્રો સહસ્રો સાઠને.
ખણી પૃથ્વીને સાગર સુધી સંતાપતા સૃષ્ટિ સકળ.
પહોંચ્યા-રસાતળમાં જુએ કપિલાશ્રમે યજ્ઞાશ્વને. ૨

ક્રોધે ભરાઈને ધસ્યા અપમાનતા મુનિ કપિલને.
હુંકાર નાદ કર્યો, સગર પુત્રો બળી ઢગલા વળે.
બહુ કાળ વીતતાં સગર રાજા પૌત્ર અંશુમાનને.
યજ્ઞાશ્વ સાઠ હજાર કાકા શોધવાને મોકલે. ૩

તે ગરૂડથી સુણતો કથા અભિષાપને ઉદ્ધારની.
ગંગા વહેજો ભસ્મ પર સહુ પિતૃ પામે સદગતિ.
પછી અશ્વ લાવી સોંપતાં પૂર્ણાહુતિ રાજન કરે.
ને કાળવશ સ્વર્ગે જતાં અભિષેક અંશુમાનને. ૪

સોંપી સિંહાસન દિલીપને નિજ પિતૃઓ ઉદ્ધારવા.
દારૂણ તપશ્ચર્યા હિમાલયમાં કરી સ્વર્ગે જતા.
દિલીપ પણ યજ્ઞો કરી બહુ, કાળવશ અંતે થતાં.
ભગીરથ પ્રજાપાલન કરે પણ પિતૃઓ ઉદ્ધારવા. ૫

વર્ષ એક હજાર તપતાં વરદાને બ્રહ્મા પામતા.
" ઇક્ષ્વાકુ વંશની વૃદ્ધિને વળી ઉતરશે ગંગા ધરા.
પણ ભીષણ ગંગાધોધ એક ઝીલી શકે શિવ-શંકરા.
એક પાદ અંગુષ્ઠે ઉભી એક વર્ષ ભર આરાધતા. ૬

'પ્રિય કરીશ ત્હારૂ મસ્તકે ધારણ કરીશ ગંગાજીને".
શંભુ વચન સૂણતાં પછી વિનતિ થતાં ગંગાનદે.
શુભ સ્વર્ગથી શિવ મસ્તકે ઉતરે ધરી મહા વેગને.
વિચાર ઉર તાણી જવા પાતાળ ગર્વથી શિવને. ૭

શિવ કોપીયાને ગુપ્ત કીધી ગંગા ગુંચાયાં શિવજટા.
કંઈ વર્ષ તપતાં પુનઃ રાયે શિવજી જટાથી છૂટતાં.
પ્રવાહ સાત બની ત્રિપથગા બિંદુસરથી નીસરે.
ભાગીરથી સ્થળ પિતૃગામી રથ ભગીરથ અનુસરે. ૮

જન્હુ મુનિનો યજ્ઞ મંડપ નિજ માર્ગમાં ડુબાવતાં.
ક્રોધે ભરી મુનિ અંજલિમાં સકળ ગંગા પી જતા.
વિસ્મીત થઈ ઋષિ-દેવ ગંધર્વો વનવતા જન્હુને.
કહેવાશે પુત્રી જાન્હવી કરો મુક્ત મુનિ ગંગાજીને. ૯

સરી કર્ણથી સરી સાગરે સરી રસાતળમાં ભરમપર.
સાઠ હજારની સદ્‌ગતિ થઈ ભગીરથ યત્ને સફળ.
કથા ગંગા અવતરણ કહે રામને કૌશિક મુનિ.
પતિત પાવન શિવ સ્મરણને સ્નાન ગંગા જળ મહી. ૧૦

## પ્રેમળ જ્યોતિ

પ્રેમળ જ્યોતિ ત્હારો દાખવી
મુજ આતમ જ્યોત જગાવ પ્રભુ
ઈશનું વ્યાપેલું આ સર્વ વિશ્વમાં
ભોગવવું કરી એનો ત્યાગ
ગીધ વૃત્તિધરી પરધન વાંછુના
સત્ય ધર્મ મને દર્શાવ
આવરણ સુવર્ણ નિવાર...પ્રેમળ ૧
ચારે આશ્રમના ધર્મ પાલનમાં
ફળનું નાં ધરશું ધ્યાન
માત્ર ફળ દાતા કર્મોજ કરવા વા
સહજ કર્મોનો નહિ ત્યાગ
રહીને નિંદા-સ્તુતિમાં સમાન....પ્રેમળ ૨
કામ ક્રોધના હવાઈ હુમલા સામે
ધર્મતત્વ તું બુરખો ધાર,
ઉંડા ઉતર્યા વિણ હૃદય ગુફામાં
બચવાનું ન આશ્રય સ્થાન
થાવું તુજે પરાયણ તાત...પ્રેમળ ૩
અણુવિશ્વાસ ભય ને દ્વેષ સંહારે
અનાદિથી મીનવી જાત
શોધ્યા વિજ્ઞાને રસ રંગોથી બચવા
નવા...શોધાયા શ્રદ્ધા રસ
એક શ્રદ્ધા બિંદુ બસ થાય
મારે શ્રદ્ધા બિંદુ બસ થાય....પ્રેમળ ૪

અનંત સૂર્યમાળાઓ નિહારીકા
ક્ષણે ધપતાં કોટિ જોજન
સાક્ષેપવાદને વિરાટ દૂરબીનો
ક્ષણે કરતાં વિશ્વ દર્શન
અંતર ચક્ષુ મમ ઉઘડજો નાથ....પ્રેમળ ૫

સંત–મહંતની પામી આશિષો
ભોગ—જોગના ન લોભ
સાત્વિક વૃત્તિઓમાં મન દોરજો
કરૂણાથી હણીને અજ્ઞાન
અસત્યોથી દોરો સત્ય માર્ગ....પ્રેમળ ૬

માટી–કોડીયે ટગમગતા દીપકની
સાચવી સોડીયે જ્યોત
કાપવો પંથ અનંત તમસ ભર્યો
પૂર્ણ જ્યોતમાં ભળવા જ્યોત
અંધારેથી દોરો જ્યોતિ માર્ગ...પ્રેમળ ૭

સગાં વ્હાલાનું જે ગુરૂત્વાકર્ષણ
અવરોધશો માં સ્મરણ
પાકે તૂટે ફળ ડીંટાથી જ્યારે
રમણ રસનાએ રહેજો હે રામ
મૃત્યુંજય દોરો અમૃત માર્ગ....પ્રેમળ ૮

## અક્રોધ

નવ કરશો કોઈ ક્રોધ રસિકડાં
નવ કરશો કોઈ ક્રોધ ધ્રુવ

અસત્ય અપ્રિય આક્ષેપોને
સહેજો સમતા ધરી....રસિકડાં ૧

ઉપાલંભ અપમાન દ્વેષથી
નવ ડગશો દિલમાં જરી....રસિકડાં ૨

કામ ન છોડો છોડો કામના
વળી છોડો આશા ફળની... રસિકડાં ૩

ક્રોધ થકી મૂઢતા આવશે
મૂઢતાથી થાય વિસ્મૃતિ....રસિકડાં ૪

સ્મૃતિભ્રંશથી બુદ્ધિનાશને
છે સ્વનાશ અંતે નક્કી....રસિકડાં ૫

अक्रोधेन जीने क्रोध ભાઈ
ઉપદેશ બુદ્ધનો ગ્રહી...રસિકડાં ૬

૨૪-૬-૫૬ (૨૫૦૦ મી બુદ્ધ જયંતિ)
(તાતાની જા. ખ. ઉપરથી)

# સૌ. કાં બ્હેન ચંદ્રકાન્તાના શુભલગ્ન પ્રસંગે

## મંગલાષ્ટક

લક્ષ્મી કૌસ્તુભ પારિજાતક ફૂલો ધન્વંતરિ ચંદ્રમા
માતા કામદુધા સુરેશ્વર ગજ રંભાદિ દેવાંગના
અશ્વ સપ્તમુખી વિષ, હરિ ધનુ, ને શંખ ને અમૃત
એ સહુ રત્ન સમુદ્રથી ઉદભવ્યાં કુર્યાત સદા મંગલમ્ ૧

ઉષાને અનિરૂધ્ધશાં પરણતાં થાઓ સુખી સર્વદા
રામકૃષ્ણ અને ઉમાપતિ અહિં ઉભા ભૂલી ભેદને
દેતા આશિર્વાદ દંપતી તમે થાઓ સુખી સર્વદા
સ્નેહિજન સહુ પ્રાર્થતા હૃદયથી કુર્યાત સદા મંગલમ્ ૨

ઝુલ્યાં આમ્રફળોની જેમ આપના વૈશાખના વ્હાયરે
કોયલના ટહુકારથી ન રીઝતી કો કાકદષ્ટિ હશે
વા કોઈ ગ્રહ ક્રુર દુષ્ટ નજરે જોતાં ભુવન સાતમાં
હટવાંથી તમે લગ્ન આજ ઉજવી કુર્યાત સદા મંગલમ્ ૩

ઝીણા ઝરમર મેહુલો વરસશે તમ લગ્ન મંડપેમહી
ઉજવજો તિથિ આજની નિતરતા વર્ષા-ભર્યા સ્નેહથી
જીવો સો શરદો અદીન બનીને સ્વાસ્થ્ય પૂરૂ જાળવી
કુટુંબીજન સાથ એક બનીને કુર્યાત સદા મંગલમ્

પામ્યાં શિક્ષણ ઉચ્ચ આજ સુધીમાં બી.એ.ની પદવી ગ્રહી
સંસ્કારો આર્યત્વના ઉરવસ્યા શોભાવતાં કુળને
પૂરો ઉણપ હોયતો અવરની સદભાવના કેળવી
દિપાવો દામ્પત્યભાવથી ભરી કુર્યાત સદા મંગલમ્

"સામ્રાજ્ઞી શ્વસુરે ભવ" ન વદતો એમાં અહંતા વધે
સેવાથી રીઝવો વડીલજનને ને સ્નેહથી સાથીને
નોકરચાકર વર્ગ હોય ઘરમાં સંતોષથી રાખજે
જનસેવાનાં કાર્ય શકય કરીને કુર્યાત સદા મંગલમ્ ૬

ડગલાં સાત ભરો સહચર બનો સૂર્યાગ્નિની સાક્ષીએ
દર્શન તારક ધ્રુવમંડળ કરી "અશ્મા" અડગતા ગ્રહો
હસમુખા રહી નામ સાર્થક કરો હસમુખ જે આપનું
શીતળ ચન્દ્રની કાન્તિ સાથ જગમાં કુર્યાત્ સદામંગલમ્ ૭

વર્ષો સૈકાં આઠ પૂર્વ જન્મ્યા શ્રીડંકપુરી વિષે
બોડાણા પ્રભુભકત નીમ જેને તુલસી ઉગાડી કરે
જાતા દ્વારક ધામ માસ છઠ્ઠે રીઝવી પ્રભુ લાવીયા
જય જય શ્રીરણછોડરાય પ્રભુજી કુર્યાત્ સદા મંગલમ્ ૮



## અખિલ હિંદ પોસ્ટ તાર કર્મચારીઓનું (*U. P. T.* W.) ચતુર્થ અધિવેશન
વડોદરા તા. ૨૫/૨૯-૫-૫૨

### સ્વાગત ગીત

ભારત દેશ ટપાલ-તારખાતાના કર્મચારી જનો
ગુર્જર દેશ વડોતણા ઉદરશા વડોદરા શહેરમાં
શ્રીમન્ રાવ સયાજી ન્યાયી નૃપતિના ન્યાય મંદીરમહીં
આવો આપણ એક સાથ મળીયે સુસ્વાગતમ્ સ્વાગતમ્. ૧

યુ. પી. ટી. ડબલ્યુ. તણાજ ચોથા વાર્ષિક અધિવેશને
તુલસીરામ પ્રમુખ માર્ગદર્શન સદભાગ્યથી સાંપડે
રામમૂર્તિ વિરાજમાન વળી જ્યાં સંચાલન ક્ષેત્રમાં
જય જય ભારત સંઘ સંઘ રહીએ સુસ્વાગતમ્ સ્વાગતમ્. ૨

બાપુનાં પ્રિય શિષ્ય ભકતજનને સન્માનિતા દેશનાં
સુચેતા કૃપલાણી આજ અહીંયાં આશિર્વચન ઉચરે
પાર્લામેન્ટ પ્રતિનિધિત્વ ધરીને રક્ષો અમારાં હિતો
ઉદ્‌ઘાટનવિધિમાં વિદુષી વદશે સુસ્વાગતમ્ સ્વાગતમ્. ૩

સંદેશા વ્યવહાર મંત્રીપદમાં સાદા બિહારીજન
શ્રી જગજીવનરામ હિત મજુરો હૈયે ધર્યાં જેમણે
હરિનાજનશી સૌમ્ય મૂર્તિ દીપતી નહેરૂની સરકારમાં
પાઠવતા સંદેશ ઐકય કરજો સુસ્વાગતમ્ સ્વાગતમ્. ૪

સેવા–સ્વાર્પણ મંત્ર ધારી પો.તા. જનતાની સેવા કરે
આવે શ્રેષ્ઠ પદાધિકારી અહીંયાં કૃષ્ણપ્રસાદ વળી
સંઘે શક્તિ વસેજ કહેતું સુત્ર સાચું નિહાળી અહીં
હૈયામાં હરખી પૂકાર કરશે સુસ્વાગતમ્ સ્વાગતમ્ ૫

મુંબાપુરી વિભાગના વળી વડા પી. એમ. જી. આવીયા
શિવાભાઈ પટેલમાંજનીરખો ગુજરાતની અસ્મિતા
ગ્રેમીજનની પાસ જાય જે કે સદ્ભાવના પામતો
"શિવાસ્તે પંથાન" : વદી કહે સુસ્વાગતમ્ સ્વાગતમ્ ૬

"પોસ્ટલ ઈન્સ્ટીટયુટ"નું પ્રદર્શન જોવા પધારો તમે
તારાપદ–નગરે કલાભવનમાં ઉદ્દઘાટન સાંજના
મનરંજનનો કાર્યક્રમ વળી છે રાત ત્યહીં હૉલમાં
ચલચિત્રો દર્શાવશુંજ રૂડલાં સુસ્વાગતમ્ સ્વાગતમ્ ૭





ચિ મહેશકુમારના લગ્ન પ્રસંગે પિતાનાં શુભાશિષવચન.

કાશીવિશ્વેશ્વર કૃપાથી પ્રાપ્ત, થાઓ શતાયુ મહેશ
"આજા"ના ગોવિંદ નામથી અમે, સ્મરીયે હરિને સદા
સંસ્કારો સીંચીયા અને વળી ગ્રહ્યું વિજ્ઞાનનું શિક્ષણ
"પ્રજ્ઞા" સહ ઉજ્વાળજો જીવનને, કુર્યાત્ સદા મંગલમ્ ૧

ગિરિજાશંકર ભટ્ટની સુપૌત્રી, બનીને "ગૃહીતાગમા"
શ્રીફળ શા વ્યવહાર આંતર મૃદુ, એન્જીનીયરના ગૃહે
સાહિત્ય રસ સર્વદા સુગીતા, સંગીત રેલાવજો
પાઈ જીવન ગોરસીનાં અમૃત, કુર્યાત્ સદા મંગલમ્ ૨

પામ્યાં શિક્ષણ ઉચ્ચ આજ સુધીમાં, ક્ષેત્રો ભલે છે જુદાં
સંસ્કારો આર્યત્વના ઉરવસ્યાં, શોભો ઉભય કુળને
પૂરો ઉણપ હોય જો અવરની, સદભાવના કેળવી
દીપાવો દાંપત્ય ભાવથી ભરી, કુર્યાત્ સદા મંગલમ્ ૩

જૂઈ જાઈ ગુલાબશાં ખીલી રહો, જીવન વસંતે તમો
કોયલના ટહૂકારશાં ગુંજી રહો, વૈશાખ અમરાઈઓ
ઝીણા ઝરમર મેહુલા મનવવા, ટહૂકંતશા મોરલા
સારસ બેલડી શારદે-શિશીરમાં કુર્યાત્ સદા મંગલમ્ ૪

ડગલાં સાત ભરો સહચર બનો, સૂર્યાગ્નિની સાક્ષીએ
દર્શન તારક ધ્રુવમંડળ કરી, "અશ્મા" અડગતા ગ્રહો
સો શરદો જીવજો અદીન બનીને, સ્વાસ્થ્ય પૂરૂ જાળવી
સ્નેહિજન સહુ પ્રાર્થતાં હૃદયથી, કુર્યાત્ સદા મંગલમ્ ૫

"સામાજ્ઞી શ્વસુરે ભવ" ન વદતો, એમાં અહંતા વધે
સેવાથી રીઝવો વડીલ જનને, ને સ્નેહથી પ્રેમીને
નોકર ચાકર વર્ગ હોય ઘરમાં, સંતોષમાં રાખજો
સ્નેહિજન સહુ પ્રાર્થતાં હૃદયથી કુર્યાત્ સદા મંગલમ્ ૬

વાઘો આગળ આ ગૃહસ્થાશ્રમમહીં શ્રેષ્ઠ ગણાયોજ જે
હસ્ત ધર્મપત્નીનો ગ્રહી તમે કરજો પ્રસન્ના મન
ગૃહસ્થાશ્રમને કરીજ સાર્થક આલોક આનંદમાં
અર્પો દીર્ઘાયુષ્ય દેવ-સવિતા કુર્યાત સદા મંગલમ્ ૭

વર્ષો સૈકા આઠ પૂર્વ જન્મ્યા શ્રી ડંકપુરી વિષે
બોડાણાં પ્રભુભક્ત નીમ જેને તુલસી ઉગાડી કરે
જાતા દ્વારકધામ માસ છઠ્ઠે રીઝવ્યા હરિ આવીયા
જય-જય શ્રીરણછોડરાય પ્રભુજી કુર્યાત સદા મંગલમ્



અ. હિં. ત્રિ. મે. બ્રાહ્મણમંડળ પરિષદ ચતુર્દશ અધિવેશન
વડોદરા તા. ૧૧/૧૨-૬-૫૭

## સ્વાગત ગીત.

શુભ સુભગ મિલન અધિવેશન જય. (૨)

વીરક્ષેત્રભૂમિ વડોદરા શ્રીમંત સયાજી રાજનગર.
અખિલ ભારતીય ત્રિવેદી મેવાડા બ્રાહ્મણ મંડળ.

પરિષદ જય અધિવેશન જય.
ઉત્સાહ પ્રેરજો, વરો વિજય. શુભ ૧

રાહદેશ, બારીસી, ચોવીસી, માલપુર, વાગડ, બાવન.
જવાસ, દશકોસી, વેજલપુર, વીરપુરને ચારૂત્તર.

અણદીઠા ને અણપીછયા.
વળી વસંત અન્યપ્રદેશ. શુભ ૨

સંકુચિત દ્રષ્ટિ છોડી ધરજો, ભાવના વિશાળ કુટુંબ.
સંસ્કાર "મહમેવાડા" જગવો, કરવા જ્ઞાતિતણો ઉત્કર્ષ.

વિદ્યામંડળ પ્રગતિમંડળ.
સ્થળ સ્થળ સ્થાપો સમાજ.
શુભ સુભગ મિલન અધિવેશન જય.
શુભ સુભગ મિલન અધિવેશન જય.

# આદર્શ વિદ્યાર્થી.

રહું સર્વદા પ્રયત્નશીલ હું સત્યવચન ઉચ્ચરવાને.
અને પાળશું દ્વાદશ નિયમો આદર્શ નાગરિક બનવાને.
સવારમાં વ્હેલો ઉઠીને ઇષ્ટદેવનું સ્મરણ કરું.
નિત્ય સાંજના જઇ અખાડે શારીરિક વ્યાયમ કરું. ૧

શરીર તંદુરસ્તી અર્થે શૌચ નિયમને પાળીશ હું.
પાન-તમાકુ નહિ લેવાનું દ્રઢતાથી વ્રત ધારીશ હું
ઉમર પચ્ચીસ થાતાં સુધી બ્રહ્મચર્ય વ્રત પાળીશ હું.
હુંડા-પહેરામણી-દાયજો નહિ લગનમાં લઈશ હું. ૨

ઉંચનીચના ભેદ ન માનું, પ્રભુનાં માનવ બાળ સહુ.
આફતમાં સપડાયા જનને, જોઇ રસ્તો નહિ માપીશ હું.
ભીખ માગતા સશક્ત જનને, પાઇ પૈસો નહિ આપીશ હું.
કુતરાં વાંદરા ઢોર રખડતાંને, નહિ દઉ હું ખાવાનું. ૩

છાલ પપૈયા કેળાં-કેરી, કાચ ટુકડા વિણી લઉં.
ના નાખું કાગળીયાં જયાં ત્યાં, કચરાપાત્ર મહી નાખું.
ગંદવાડ મળમુત્રને જોતાં, રાખ-માટીથી ઢાંકી દઉં.
હાથ પગે જો ગંદા મારા, મેળવી પાણી ધોઈ નાખું. ૪

રાખું સ્વચ્છ હું આંગણીયાંને, મચ્છર-માંખીથી બચવા.
ખાવાપીવાની વસ્તુ ઉપર, માખી ને નહિ દઉ બેસવા.
માખી બેસે જેના ઉપર મીઠાઈ તેવી નહિ ખાઉં.
ફળ ફળાદિ શાકભાજીને, વાપરતાં પહેલાં ધોઉં. ૫

પાણી ભરતાં, કપડાં ધોતાં, રસોઇ કરતાં ઘરકામે.
ના શરમાઇ જાત મહેનતે, મદદ રૂપ થઉં માતાને.
નાના-મોટા સમાન મિત્રો, અથવા નોકરની સાથે.
તોછડાઇથી વર્તીશ, નહિ હું, ના અપશબ્દો બોલાશે. ૬

શાળામાં ઉદ્યોગ-હાથનો, શિખવાનો હું હોંશેથી.
નિહાન આનો કમાઇ તેમાં, દુધ પીવાનો હોંશેથી.
શાળામાં જડતી કૈ વસ્તુ, સોંપીશ શાળા શિક્ષકને.
રસ્તે જડતી ચીજને સોંપું, નજદીકના પોલીસ થાણે. ૭

ભારતની અણમોલ સંસ્કૃતિ, દીપાવશું મમ વર્તનથી.
શાન તિરંગા ઝંડા કેરી, બઢાવશું બલિદાન દઇ.
અશોકના એ સુવર્ણયુગનું, ધર્મચક્ર ફરી પ્રવર્તવા.
પ્રામાણિકતા, નૈતિક હિંમત, પ્રભુ ભરજો મમ જીવનનાં. ૮

(૧૨ વ્રતો) સત્ય, અહિંસા, પ્રાર્થના, શૌચ બ્રહ્મચર્ય, અસ્પૃશ્યતા નિવારણ, ભૂતદયા, સ્વચ્છતા, શ્રમમહિમા, સભ્યતા, પ્રમાણિકતા, રાષ્ટ્રપ્રેમ.



# શ્રીસદ્દગુરૂને નમસ્કાર

બ્રહ્માનંદમ્ પરમસુખદમ્ કેવલમ્ જ્ઞાનમૂર્તિમ્
દ્વંદ્વાતીતમ્ ગગનસદૃશમ્ તત્વમસ્યાદિ લક્ષ્યમ્
એકમ્નિત્યમ્ વિમલમચલમ્ સર્વધી સાક્ષિભૂતમ્
ભાવાતીતમ્ ત્રિગુણરહિતમ્ સદ્દગુરૂમ્ તં નમામિ

બ્રહ્માનંદ પરમસુખદા કેવલજ્ઞાનમૂર્તિ
દ્વંદ્વાતીત ગગનસરિખા તત્વમસિ આદિલક્ષ્ય
એક નિત્ય વિમલ અચલ સર્વધી સાક્ષિભૂત
ભાવાતીત ત્રિગુણરહિત સદ્દગુરૂને નમુ હું



## શ્રી શંકરાચાર્ય વિરચિત ષટ્પદી.

અવિનય મપનય વિષ્ણો, દમય મનઃ, શમય વિષય મૃગતૃષ્ણામ્
ભૂતદયાં વિસ્તારય, તારય સંસાર સાગરતઃ

દિવ્યધુનિ મકરંદે, પરિમલ પરિભોગ સચ્ચિદાનંદે
શ્રીપતિ પદારવિંદે, ભવભય ખેદચ્છિદે વંદે ૨

સત્યપિ ભેદાપગમે, નાથ તવાહં, ન મામકીન સ્ત્વમ્
સામુદ્રોહિ તરંગઃ, કવચન સમુદ્રો ન તારંગઃ ૩

ઉધ્ધૃત નગ નગભિદનુજ દનુજકુલામિત્ર મિત્રશશિદષ્ટે
દષ્ટે ભવતિ પ્રભવતિ, ભવતિ કિં ન ભવ તિરસ્કારઃ ૪

મત્સ્યાદિભિ રવતારૈ, રવતારવતા સદા વસુધામ્
પરમેશ્વર પરિપાલ્યો, ભવતા ભવતામ ભીતોઽહમ્ ૫

દામોદર ગુણમંદિર, સુંદર વદનારવિંદ ગોવિંદ
ભવજલધિ મંથનમંદર, પરમં દર મપનય ત્વમ્ મે ૬

નારાયણ કરૂણામય, શરણં કરવાણિ તાવકૌ ચરણૌ
ઇતિ ષટ્પદી મદીયે વદન સરોજે સદા વસતુ. ૭

# ષટપદી.

અવિનય હરો શ્રીવિષ્ણુ, મનોદમનને શમો વિષય મૃગતૃષ્ણા.
ભૂતદયા વિસ્તારો, તારો મુજને સંસાર સાગરેથી. ૧

દિવ્ય ધુનિ મકરંદો, પરિમલ પરિભોગ સચ્ચિદાનંદ.
શ્રીપતિ પદારવિંદો ભવભય ખેદ છેદનારં વંદું. ૨

ભેદ ગયો હું-તુ નો, કિન્તુ હું તારો તમે મારા નાથ.
મોજાં સમુદ્રનાં છે, શે કહેવાયે ઉદધ તરંગોનો. ૩

ઉપેન્દ્ર ગિરિધર; દાનવકુળશત્રુ, સૂર્યશશિચક્ષુ.
પ્રભુના દર્શન થાતાં, ભવ તિરસ્કાર ના શું ઉપજે. ૪

મચ્છાદિ અવતારો ધરી, સદાને રક્ષંતા વસુધા.
પ્રભુ પાલનહારા મારા, બનજો ભવતાપ બીધેલાના. ૫

દામોદર ગુણમંદિર, સુંદર વદનારવિંદ ગોવિંદ
ભવ-જલધિ મથનમંદર મારો ગર્વ પરમ હરજો ૬

નારાયણ કરૂણામય, તવ ચરણોમાં શરણું હું લઉં છું.
ષટપદી હરિ આ મારા વદન સરોજે સદા વસજો. ૭



# શ્રી જયતીર્થ (વિષ્ણુતીર્થ) સ્વામી કૃત

# ભાગવત સારોદ્ધાર માંના

# ત્રણ પ્રકરણો.



## ભાગવત હૃદયમ્.

જન્માદ્યસ્ય યતોઽન્વયાદિતરત શ્ચાર્થેષ્વભિજ્ઞ સ્વરાટ્
તેને બ્રહ્મ હૃદા ય આદિકવયે મુહ્યન્તિ યત્ સૂરય:
તેજો વારિ મૃદાં યથા વિનિમયો યત્ર ત્રિસર્ગો મૃષા
ધામ્ના સ્વેન સદા નિરસ્ત કુહકં સત્યં પરં ધીમહિ.

ધર્મ: પ્રોજ્ઝિત કૈતવોઽત્ર પરમો નિર્મત્સરાણાં સતામ્
વેદ્ય વાસ્તવમત્ર વસ્તુ શિવદં તાપ ત્રયન્મૂલનમ્
શ્રીમદ્ ભાગવતે મહામુનિકૃતે કિં વા પરૈરીશ્વર:
સદ્યો હૃદ્યવરૂધ્યતેઽત્ર કૃતિભિ: શુશ્રુષુભિસ્તત્ક્ષણાત્.

નિગમ કલ્પતરોર્ગલિતં ફલં, શુકમુખાદમૃત દ્રવ સંયુતમ
પિબત ભાગવતં રસ માલયં, મુહુરહો રસિકા ભુવિભાવુકા:.

નમ: પરસ્મૈ પુરૂષાય ભૂયસે, સદુદ્ભવ સ્થાન નિરોધ લીલયા
ગૃહીતશક્તિ ત્રિતયાય દેહિનાં, અન્તર્ ભુવાયાનુપલક્ષ્યવર્ત્મને

યત્કીર્તનં યચ્છ્રવણં યદીક્ષણં, યદ્વંદનં યત્સ્મરણં યદર્હણં
લોકસ્ય સદ્યો વિધુનોતિ કલ્મષં, તસ્મૈ સુભદ્રશ્રવસે નમોનમ:

યોન્ત: પ્રવિશ્ય મમ વાચમિમાં પ્રસુપ્તાં
સંજીવત્યખિલ શકિતધર: સ્વ ધામ્ના
અન્યાંશ્ચ હસ્ત ચરણ શ્રવણ ત્વગાદિન્
પ્રાણાન્ નમો ભગવતે પુરૂષાય તુભ્યં.

## ભાગવત હૃદય.

જગજન્માદિ જયાંથીજ કાર્યકારણ, વ્યાપ્ત અભિન્ન સ્વરાટ્.
જેણે સ્ફૂરીયા વેદ બ્રહ્મ હૃદયે, જયાં વિદ્વત જનો મોહતા.
ભૂમિ પાણી તેજનાં જ મૃગજળ, તેવાં આ ત્રિસર્ગો જુઠાં.
જ્ઞાને નિજ માયા સદાજ નિરસે, 'सत्यम् परम् धीमहि.' ૧-૧-૧

કાપટય વિહીન સુધર્મ પરમ, નિર્મત્સરી સંતના.
અત્ર વાસ્તવ બ્રહ્મ વેદ્ય શિવદ તાપ ત્રય નાશન.
શ્રીમદ્ ભાગવત મહામુનિકૃત, અન્યેથી શું ? ઈશ્વર.
બિરાજે હૃદયે સુકૃત્યકરના, સુશ્રુવતા તત્ક્ષણ. ૧-૧-૨

નિગમ કલ્પતરૂ ગળીયું ફળ;
શુકમુખે ઝર્યું અમૃતથી ભર્યું.
પી રસ ભાગવત તું લય સુધી,
પ્રતિપળે રસિક ભૂમિ ભાવિકો. ૧-૧-૩

"नमः परस्मै पुरुषाय ब्रह्मणे"
સદુત્પતિ સ્થાન નિરોધરૂપ.
ત્રિવિધ શકિતધર દેહી અંતરે,
વસ્યા ધ્રુવ; તારા પંથ અજાણ. ૨-૪-૧૨

શ્રવણ કીર્તન દર્શન જેહનાં,
સ્મરણ વંદન પૂજન જેહનાં.
નિવારતાં પાપ શિઘ્ર લોકનાં,
તેવા સુભદ્રકીર્તિ નમો નમસ્તે. ૨-૪-૧૫

તસ્માત્પુરૈવાશ્રિવહ પાપનિષ્કૃતૌ, યતેત મૃત્યો ર વપધતાત્મના દોષસ્ય દષ્ટ્વા ગુરૂ લાઘવં યથા, ભિષક્ચિકિત્સેત્ ઋજાનિદાનવિત્

એતાવતાલમઘ નિર્હરણાય પુંસાં,
સંકીર્તનં ભગવતો ગુણકર્મનામ્નાં
વકૃશ્ય પુત્ર મઘવાન્ યદજામિલોપિ,
નારાયણેતિ યમાણ ઇયાય મુક્તિં

જહયાસુરં ભાવમિમં સ્વમાત્મનઃ
સમં મનોધત્સ્વ ન સન્તિ વિદ્વિષઃ
ઋતે ઽ જિતાદાત્મન ઉત્પથસ્થિતાત્.
તદ્ધિહ્યનન્તસ્ય મહત્ સમર્હણમ્.

શ્રુણ્વન્ ગૃણન્ સંસ્મરયંશ્ચ ચિન્તયન્.
નામાનિ રૂપાણિ ચ મંગલાનિ.
ક્રિયા સુયરત્વ ચરણારવિન્દયોઃ
આવિષ્ટ ચિંત્તો ન ભવાય કલ્પતે.

નિષ્કિંચના મય્યનુરક્ત ચેતસઃ
શાન્તા મહાન્તો ઽ ખિલ જીવ વત્સલાઃ
કામૈઃ અનાલબ્ધ ધયો જુષન્તિ યત.
તન્નૈરપેક્ષ્યં ન વિદુઃ સુખમં મમ.

અવિસ્મૃતિઃ કૃષ્ણ પંદારવિંદયોઃ
ક્ષિણોત્ય ભદ્રાણિ શમં તનોતિ ચ.
સત્વસ્ય શુદ્ધિમ પરમાત્મં ભક્તિંમ
જ્ઞાનં ચ વિજ્ઞાન વિરાગ યુક્તમ્.

જે અંતરે કરી પ્રવેશ સુતેલ મારી.
વાણી અખિલ શકિતધર નિજ ભર્ગ પ્રેરી.
હસ્ત ચરણ શ્રવણ ત્વચાદિ પ્રાણ.
સંજીવતા પુરૂપ તે ભગવન્ નમસ્તે. ૪-૧૦-૬

નિવારવા પાપ કરો પ્રયત્ન
ગ્રહે મૃત્યુ પૂર્વ, શિઘ્ર અહિંયાં.
દ્દીઈ દોષ જોઈ લઘુ—મહાન.
વૈદ્ય ચિકિત્સાથી નિદાનતા યથા. ૬-૧-૮

આ સર્વ ખીતજરૂરી, પાપ દુઃખો મિટાવા.
સંકીર્તન ભગવદી ગુણ—નામ કર્મો.
પુકારતાં પુત્ર પાપી છતા અજામિલે.
નારાયણ વધો મરતાં મુકિત પામ્યો, ૬-૩-૨૪

માટે ત્યજો આસુરી ભાવ આ તમે.
સમભાવ ધારો મનમાં, ન અન્ય દ્વેષી.
સિવાય અવળે વળેલ મન અજીત.
જાણો પૂજા તે ભગવાનની મહાન. ૭-૮-૧૦

શ્રવણ કીર્તન ચિંતવતાં સ્મરતાં.
શ્રીનામ-રૂપ ત્હારાં સુમંગલા જે.
સહજ ક્રિયા કરતાં, ચરણારવિંદે.
આવિષ્ટ ચિત્તો ફરી જન્મતા ના. ૧૦-૩-૩૮

નિષ્કિંચન સુજમાં અનુરકત ચિત્ત.
શાન્ત મહાન્ત જીવ સર્વ વત્સલ.
કામે અનાસકત બુધ્ધિ, લબ્ધતુષ્ટ.
નિરપેક્ષ, સુખ અનુભવે સુજ. ૧૧-૧૪-૧૭

કિંચત્ કરોતિ ઉર્વપિ યત્ સ્વદત્તમ્
સુહુત્કૃતમ્ ફલ્ગુ અપિ ભૂરિકારી
મયોપનીતામ્ પૃથુક એક મુષ્ટિમ્
પ્રત્યગ્રહીત્ પ્રીતિયુતો મહાત્મા. ૧૦-૮૧-૩૫

## આત્મ સમર્પણ.

પ્રિયાપ્રિય વિયોગ–સુયોગ જનિત,
શોકાગ્નિથી દાઝ્યો સકળ યોનિયોમાં.
દુઃખૌષધિ દુઃખ સુખ માની ભ્રમંતને,
બોધો પ્રભુશ્રી મુજને તુજ દાસ્યયોગ. ૭-૯-૧૭

ધર્માર્થ–કામ ઇતિ જે વિહિત ત્રવર્ગ,
શિક્ષાત્રયી, નય, દમ, વિવિધ સુવાર્તા.
માનું મુજ અખિલવેદ ભણ્યાજ સત્ય,
જો જીવ મિત્ર ઇશને સ્વાત્મા સમર્પે ૭-૬-૨૬

ગુણ બાર યુક્ત વિપ્ર જો નાભિપદ્મ,
પાંદામ્બુજ–વિમુખ તો શ્વપચ વરિષ્ઠ.
માનું તદર્પિત મનો–વચનાત્મગૃહ,
પ્રાણે પવિત્ર સકુલ, ન અભિમાનીનાં જ. ૭-૯-૧૦

અવિસ્મૃતિઃ કૃષ્ણ પદા ર વિંદે.
અભદ્ર હણુતી, વર્ધંત શમને
સત્વોની શુધ્ધિ, ભક્તિજ પરમા.
વિજ્ઞાન વૈરાગ્ય સયુકત જ્ઞાન ૧૨-૧૨-૫૪

કાયેન વાચા મનસેન્દ્રિયૈં વા.
બુધ્ધ્યાત્મના વાનુસૃત સ્વભાવાત્.
કરોતિ યદ્યત્ સકલં પરસ્મૈ
નારાયણાયેતિ સમર્પયેત્ તત્. ૧૧-૨-૩૬

નૈષ્કર્મ્યમ્ અપિ અચ્યુતભાવ વર્જિતમ્.
ન શોભતે જ્ઞાનમલમ્ નિરંજનમ્.
કુતઃ પુનઃ શશ્વદ ભદ્રમીશ્વરે.
ન ચાર્પિતમ્ કર્મ યદપ્યકારણમ્. ૧-૫-૧૨

## આત્મ સમર્પણમ્

યસ્માત્ પ્રિયાપ્રિય વિયોગ સુયોગ જન્મ.
શોકાગ્નિના સકલ યોનિષુ દહ્યમાનઃ,
દુઃખૌષધં તદપિ દુઃખમત દ્વિયાહમ્.
ભૂમન ભ્રમામિ વદ મે તવ દાસ્યયોગમ્. ૭-૯-૧૭

ધર્માર્થ કામ ઈતિયોઽભિહિતઃ ત્રિવર્ગ.
ઈક્ષાત્રયી નયદમૌ વિવિધા સુવાતો.
મન્યે એતદેતદખિલં નિગમસ્ય સત્યમ્.
સ્વાત્માપર્ણમ્ સ્વસુહૃદઃ પરમસ્ય પુંસઃ ૭-૬-૨૬

વિપ્રાત્ દ્વિષડ ગુણયુતા ઽ રવિન્દ નાભ
પાદારવિંદ વિમુખાત શ્વપચમ્ વરિષ્ઠમ્.
મન્યે તદર્પિત મનોવચનાત્મગેહ.
પ્રાણઃ પુનાતિ સંકુલમ્ ન તુ ભૂરિમાનઃ ૭-૯-૧૦

કિંચિત્ ગણુંતા સ્વદત્ત મહાન્,
સુહૃદ, દીધું નાનકડું મહાન્,
આણેલ મારા મુઠી એક પૌંઆ,
પ્રીતે શ્રદ્ધા પ્રેમભર્યા પ્રભુએ. ૧૦-૧-૩૫

શરીરવાણી મન ઇંદ્રિયોથી,
મમ. આત્મબુદ્ધિ જન્મ સ્વભાવે.
કરૂંય જેજે સઘળું "परस्मै,
नारायणाय" સમર્પવા તે. ૧૧-૨-૩૬

સંન્યાસવૃત્તિ જ્ઞાન નિરંજન,
ન શોભતું અચ્યુત ભાવહીન.
અર્પ્યું ન ઇશને અભદ્ર સર્વદા, ૧-૫-૧૨
હોયે અકારણ પણ શોભતું ના

તપસ્વિનો, દાનશુરા, યશસ્વિનો,
મનસ્વિનો, મંત્રવિદો, સુમંગલા.
પામેય ના ક્ષેમ વિના સમર્પણે,
તેવા સુભદ્રકીર્તિ નમો નમસ્તે. ૨-૪-૧૭

યથા તરૂનાં મુલસિંચનેથી,
શાખોપશાખા થઇ તૃપ્ત થાય.
પ્રાણ નિરોધે ઇંદ્રિયો સંયમાતી,
અચ્યુત-યજને સર્વે પૂજાય. ૪-૩૧-૧૪

## આત્મ સમર્પણમ્

યસ્માત્ પ્રિયાપ્રિય વિયોગ સુયોગ જન્મ.
શોકાગ્નિના સકલ યોનિષુ દહ્યમાનઃ
દુઃખૌષધં તદપિ દુઃખમત દ્ધિયાહમ્,
ભૂમન્ ભ્રમામિ વદ મે તવ દાસ્યયોગમ્ ૭-૯૧૭

ધર્માર્થ કામ ઈતિયોઽભિહિતઃ ત્રિવર્ગ.
ઈક્ષાત્રયી નયદમૌ વિવિધા સુવાર્તા.
મન્યે તદેતદખિલં નિગમસ્ય સત્યમ
સ્વાત્માર્પણં સ્વસુહૃદઃ પરમસ્ય પુંસઃ ૭-૬-૨૬

વિપ્રાત્ દ્વિષડ્ ગુણયુતાઽદરવિન્દ નાભ.
પાદારવિંદ વિમુખાત્ શ્વપચમ વરિષ્ટ.
મન્યે તદર્પિત મનોવચનાત્મગેહ.
પ્રાણઃ પુનાતિ સકુલમ ન તુ ભૂરિમાનઃ ૭-૯-૧૦

કિંચિત્ કરોતિ ઉર્વપિ યત્ સ્વદત્તમ
સુહૃત્કૃતમ્ ફલ્ગુ અપિ ભૂરિકારી
મયોપનીતામ્ પૃથુક એક મુષ્ટિમ્.
પ્રત્યગ્રહીત્ પ્રતિયુતો મહાત્મા. ૧૦-૮૧-૩૫

કાયેન વાચા મનસેન્દ્રિયૈ વા
બુધ્યાઽત્મના વાઽનુસૃત સ્વભાવાત્,
કરોતિ યદ્યત સકલં પરસ્મૈ
નારાયણાયેતિ સમર્પયેત્ તત્. ૧૧-૨-૩૬

---

પાન ૩૦ થી ૩૩ માં શ્લોક અનુક્રમમાં ભૂલા હોવાથી અહીં ફરી જાપ્યાં છે.

અવિસ્મૃતિઃ કૃષ્ણ પદારવિંદે.
અભદ્ર હણની, વર્ધંત શમને.
સત્વોની શુધ્ધિ, ભક્તિ જ પરમા,
વિજ્ઞાન વૈરાગ્ય સયુક્ત જ્ઞાન ૧૨-૧૨-૫૪

---

આત્મ સમર્પણ.

પ્રિયાપ્રિય વિયોગ-સુયોગ જનિત,
શોકાગ્નિથી દાઝયો સકળ યોનિયોમાં.
દુખૌષધિ દુઃખ, સુખ માની ભ્રમંતને.
બોધો પ્રભુથી મુજને તુજ દાસ્યયોગ. ૭-૯-૧૭
ધર્માર્થ-કામ ઇતિ જે. વિહિત ત્રવર્ગ,
શિક્ષાત્રયી નય, દમ, વિવિધ સુવાર્તો.
માનું મુજ અખિલ વેદ ભણ્યાજ સત્ય,
જો જીવ મિત્ર ઈશને સ્વાત્મા સમર્પે. ૭-૬-૨૬
ગુણ બાર યુક્ત વિપ્ર જો નાભિપદમ,
પાદારબુંજ-વિમુખ તો શ્વપચ વરિષ્ઠ.
માનું તદર્પિત મનો-વચનાત્મગૃહ,
પ્રાણે પવિત્ર સકુલ, ન અભિમાનીનાં જ. ૭-૯-૧૦
કિંચિત્ ગણંતા સ્વદત્ત મહાન,
સુહૃદ દીધું નાનકડું મહાન.
આણેલ મારા મુઠી એક પૌંઆ,
પ્રીતે ગ્રહ્યા પ્રેમભર્યા પ્રભુએ. ૧૦-૮૧-૩૫
શરીર વાણી મન ઇંદ્રિયોથી,
મમ આત્મબુદ્ધિ જન્મ સ્વભાવે.
કરંય જે જે સઘળું "परस्मै,
नारायणाय" સમર્પવાં તે. ૧૧-૨-૩૬

નૈષ્કર્મ્યં । અપિ અચ્યુતભાવે વર્જિતમ્,
ન શોભતે જ્ઞાનમલન્ નિરંજનમ્.
કુતઃ પુનઃ શશ્વદ્ અભદ્રમીશ્વરે.
ન ચાર્પિતમ્ કર્મ યદપિ અકારણમ્. ૨૧-૫-૧

તપસ્વિનો દાનપરા યશસ્વિનઃ
મનસ્વિનો મંત્રવિદઃ સુમંગલાઃ
ક્ષેમં ન વિન્દન્તિ વિના યદર્પણમ્,
તસ્મૈ સુભદ્રશ્રવસે નમો નમઃ ૨-૪-૧૭

યથા તરોર્મૂલ નિષેચનેન,
તૃપ્યન્તિ તત્સ્કંધ ભુજોપશાખા
પ્રાણોપહારાચ્ચ યથેન્દ્રિયાણામ્.
તથૈવ સર્વાર્હણં . અચ્યુતેજ્યા. ૪-૩૧-૧૪

---

સંન્યાસવૃત્ત જ્ઞાન નિરંજન,
ન શોભતું અચ્યુત ભાવહીન.
અર્પ્યું ન ઇશને અભદ્ર સર્વદા,
હોયે અકારણ પણ શોભતું ના. ૧-૫-૧૨

તપસ્વિનો, દાનશુરા, યશસ્વિનો,
મનસ્વિનો, મંત્રવિદો, સુમંગલા.
પામેય ના ક્ષેમ વિના સમર્પણે,
તેવા સુભદ્રકીર્તિ નમો નમસ્તે. ૨-૪-૧૭

યથા તરૂનાં મૂલસિંચનેથી,
શાખોપશાખા થઇ તૃપ્ત થાય.
પ્રાણ નિરોધે ઇંદ્રિયો સંયમાતી,
અચ્યુત-યજને સર્વે પૂજાય. ૪-૩૧-૧૪

## ભિં બોપદેશ:

મન્યેડકૃતવિદ્ ભયમચ્યુતસ્ય,
પાદામ્બુજોપાસનં અત્ર નિત્યમ્
ઉદ્વિગ્નબુદ્ધેઃ અસદાત્મભાવાત,
વિશ્વાત્મના યત્ર નિવર્તતે ભીઃ ૧૧-૨-૩૩

વિદ્યા તપ પ્રાણનિરોધ મૈત્રી,
તીર્થાભિષેક વ્રતદાન, જાપ્યૈઃ
નાત્યંત શુદ્ધિ, લભતેડન્તરાત્મા.
યથા હૃદિસ્થે ભગવત્યનન્તે. ૧૨-૩-૪૮

ભક્તિઃ પરેશાનુભવઃ વિરક્તિ:,
અન્યત્ર ચૈત્ર ત્રિક એક કાલઃ
પ્રપદ્યમાનસ્ય યથાશ્નતઃ સ્યુઃ,
તુષ્ટિઃ પુષ્ટિઃ ક્ષુદ પાયોનુઘાસમ્. ૧૧-૨-૪૨

ઈત્યચ્યુતાંઘ્રિ ભજતેડનુવૃત્યા,
ભક્તિઃ વિરક્તિઃ ભગવદ્ પ્રબોધઃ
ભવન્તિ વૈ ભાગવતસ્ય રાજન્,
તતઃ પરાં શાન્તિમ્ ઉપૈતિ સાક્ષાત. ૧૧-૨-૪૩

તાવદ્ ભયમ્ દ્રવિણ દેહ સુહૃદ નિમિત્તમ્
શોકઃ સ્પૃહા પરિભવ; વિપુલશ્ચ લોભઃ;
તાવન્ મમેતિ અસદવગ્રહ આર્તિમૂલમ,
યાવન્ન તેડમભયમ્ પ્રવૃણીત લોકઃ ૩-૯-૬

વિચક્ષણા યચ્ચરણોપસાદનાત્,
સંગં વ્યુદસ્યો ભયતોડન્તરાત્મનઃ
વિદન્તિ હિ બ્રહ્મગતિ ગતકલમાઃ
તસ્મૈ સુભદ્રશ્રવસે નમોનમઃ ૨-૪-૧૬

## બિબોપદેશ

મન્યેડકુતશ્ચિદ્ ભયમચ્યુતસ્ય, પાદામ્બુજોપાસનં અત્ર નિત્યમ્
ઉદ્વિગ્નબુદ્ધેઃ અસદાત્મભાવાત, વિશ્વાત્મના યત્ર નિવર્તતે ભીઃ

વિદ્યા તપ પ્રાણનિરોધ મૈત્રી, તીર્થાભિષેક વ્રતદાન જાપ્યૈઃ
નાત્યંત શુદ્ધિ લભતેડન્તરાત્મા, યથા હૃદસ્થે ભગવત્યનન્તે.

ભક્તિઃ પરેશાનુભવઃ વિરક્તિઃ, અન્યત્ર ચૈષ ત્રિક એક કાલઃ
પ્રપદ્યમાનસ્ય યથાશ્નતઃ સ્યુઃ, તુષ્ટિઃ પુષ્ટિઃ ક્ષુદ પાયોનુઘાસમ્.

ઈત્યચ્યુતાંઘ્રિ ભજતોડનુવૃત્યા, ભક્તિઃ વિરક્તિઃ ભગવદ પ્રબોધઃ
ભવન્તિ વૈ ભાગવતસ્ય રાજન્, તતઃ પરા શાંતિ ઉપૈતિ સાક્ષાત

તાવદ્ ભયમ્ દ્રવિણ દેહ સુહૃદ નિમિત્તમ્
શોકઃ સ્પૃહા પરિભવઃ વિપુલશ્ચ લોભઃ
તાવન્ મમેતિ અસદવગ્રહ આર્તિમૂલમ્
યાવન્ન તેડઘ્રિમભયમ્ પ્રવૃણીત લોકઃ

---

તપસ્વિનો દાનપરા યશસ્વિનઃ મનસ્વિનો મંત્રવિદઃ સુમંગલાઃ
ક્ષેમં ન વિન્દન્તિ વિના યદર્પણમ્; તસ્મૈ સુભદ્ર શ્રવસે નમોનમઃ
યથા તરોર્મૂલ નિષેચનેન, તૃપ્યન્તિ તત્સ્કંધ ભુજોપશાખા.
પ્રાણોપહારાચ્ચ યથેન્દ્રિયાણામ્, તથૈવ સર્વાર્હણ અચ્યુતેજ્યા.

વિચક્ષણા યચ્ચરણોપસાદનાત્.
સંગં વ્યુદસ્યો ભયતોડન્તરાત્મનઃ.
વિન્દન્તિ હિ બ્રહ્મગતિં ગતક્લમાઃ.
તસ્મૈ સુભદ્રશ્રવસે નમોનમઃ.

## બિંબોપદેશ (ઇશ્વરાનુભૂતિ)

માનુંજ કયાંથી ભય અચ્યુતશ્રી, પાદામ્બુજ નિત્ય ઉપાસના જ્યાં.
અસદાત્મભાવે ઉદ્વિગ્ન ચિત્ત, સંસારીના ત્યાં ભયો નિવર્તતા.
૧૧-૨-૩૩

વિદ્યા, તપે, પ્રાણનિરોધ, મૈત્રી, તિર્થાભિષેકે, વ્રતદાન જાપે.
ન અત્યંત શુદ્ધિ લહે અંતરાત્મા, અનંત ભગવન્ હૃદયે વસ્યાની.
૧૨-૩-૪૮

ભક્તિપરા, ઈશાનુભવ, વિરક્તિ-અન્યત્ર, થાય ત્રણ એક સાથ.
શરણેજતાને જમતાંની પુષ્ટિ, તુષ્ટિ, ક્ષુધાશાંતિ, પ્રાતગ્રાસ જેમ.
૧૧-૨-૪૨

"ઇતિ અચ્યુતાંઘ્રિ" ભજનાનુવૃત્તિને, ભક્તિ વિરક્તિ ભગવદ્ પ્રબોધ.
ઉત્કર્ષતાં ભાગવતોને રાજન્, સાક્ષાત્ શાંતિ સહજા મળે છે.
૧૧-૨-૪૩

ભય ત્યાં સુધી દ્રવિણ દેહ સુહૃદ નિમિત્ત.
શોક સ્પૃહા, પરિભવ, અતિલોભ જે જે.
મમતા, જૂઠી ગ્રહણમાં રહ્યુ દુઃખમૂલ..
યાવત્ ન પાદ અભયે લોક પ્રવૃત્ત થાય. ૩-૯-૬

વિચક્ષણો તવ ચરણે ઉપાસને.
ઉભયસંગ ત્યક્ત મુક્તાન્તરાત્મા.
પામંત બ્રહ્મગતિને ભવ કલેશ મુક્ત.
તેવા સુભદ્ર-કીર્તે નમો નમસ્તે. ૨-૪-૧૬

સ્થિત્યુદ્ભવ પ્રલય હેતુઃ અહેતુઃ અસ્ય .
યત્ સ્વપ્નજાગર સુષુપ્તિષુ સદ્ બહિશ્ચ.
દેહેન્દ્રિયાસુ હૃદયાનિ ચરન્તિ યેન,
સંજીવિતાનિ તદવેહિ પરમં નરેન્દ્ર.

જ્ઞાનં વિશુદ્ધં પરમાર્થમેકમ્ .
અનન્તરં ત્વબહિ બ્રહ્મ સત્યમ્ .
પ્રત્યક્ પ્રશાન્તં ભગવદ્ શબ્દ સત્યમ્ .
યદ્ વાસુદેવં કવયો વદન્તિ.

રહુગણૈ તત્તપસા ન યાતિ, ન વિધયા નિર્વસનાદ્ ગૃહાદ્વા.
ન છન્દસાનૌત જલાગ્નિ સૂર્યૈઃ, વિના મહત્ પાદરજાભિષેકાત્.

ત્વં પ્રત્યગાત્મનિ સદા ભગવત્યનન્તે.
આનંદ માત્ર ઉપપન્ન સમસ્ત શક્તૌ.
ભક્તિ વિધાય પરમામ્ શનકૈઃ અવિદ્યા–.
ગ્રંથિં ભિસેત્સ્યસિ મમાહમિતિ પ્રરૂઢમ્.

## નારદજીની શ્રી વ્યાસમુનિને ભાગવત લખવા પ્રેરણા

૧-૫-૧૦ થી ૨૧

નયદ્ વચઃ ચિત્રપદં હરેર્યશઃ, જગત્પવિત્રં પ્રગૃણીત કર્હિચિત્ .
તદ્વાયસંતીર્થ મુશન્તિમાનસા નયત્રહંસાનિરમન્તિઉશિકક્ષયાઃ .
તદ્વાગ્વિસર્ગઃજનતાઘવિપ્લવઃ,યસ્મિનપ્રતિશ્લોકમબદ્ધવત્યપિ.
નામાન્યનંતસ્યયશોઙ્કિતાનિ, યચ્છૃણ્વન્તિ ગાયન્તિ ગૃણંતિ સાધવઃ

ઉદ્ભવ સ્થિતિ પ્રલય હેતુ, સ્વયં અહેતુ.
જાગ્રત, સુષુપ્ત, સ્વપ્ને વળી સાક્ષી જે છે.
દેહેન્દ્રિયો-હૃદય-પ્રાણ-જેથી વિચરતાં
સંજીવનારો તે જાણ પરમ નરેન્દ્ર. ૧૧-૩-૩૪

જ્ઞાન વિશુદ્ધ પરમાર્થ એક.
ન બાહ્ય-અંદર જે બ્રહ્મ સત્ય.
પ્રત્યક્ પ્રશાન્ત બોલાય ભગવન્.
તેને વદંતા કવિ વાસુદેવ. ૫-૩-૧૧

રહુગુણ તે તપથી ન પ્રાપ્ય, ન વેદે વીંચે ગૃહત્યાગથી વા.
સેવ્યાં જલાગ્નિ વા સૂર્યથી ના; કિંતુ મહત્ પાદ રજાભિષેકે
૫-૧૨-૧૨

પ્રત્યક્ સદા ભગવન્, અનંત આત્મ જે.
આનંદ સુકંત માત્ર, સમસ્ત શક્તિથી.
કરતાંજ ભક્તિ પરમા. શનૈઃ અવિદ્યા.
છેદો. પ્રરુઢ ગ્રંથિ, મમતા અહતા.૪-૧૧-૩૦

## નારદજીની શ્રી વ્યાસ મુનિને ભાગવત લખવા પ્રેરણા

રમણીયવાણી જો જગતપવિત્ર, હરિયશ વર્ણનવિહીન હોય.
કહેવાય તે કાકતીર્થ સમી ત્યાં, રમે ન હંસો માનસ બ્રહ્મ નિષ્ઠ.
વાણી વિસર્ગ જગ-પાપનાશી. અબદ્ધ છન્દ પ્રતિશ્લોક હોય,
અનંતયશથી અંકિત નામો, ગાયે સૂણે સાધુજનો-અહંત.

નૈષ્કર્મ્યમપિ અચ્યુતભાવ વર્જિતં, ન શોભતે જ્ઞાનમલં નિરંજનમ્
કુતઃ પુનઃ શશ્વદભદ્રમીશ્વરે, ન ચાર્પિતં કર્મ યદપિ અકારણમ્
અથો મહાભાગ ભવાનમોઘદૃક્, શુચિશ્રવાઃ સત્યરતઃ ધૃતવ્રતઃ
ઉરૂક્રમસ્યાખિલઃ બન્ધમુક્તયે, સમાધિનાનુસ્મર તદ્વિચેષ્ટિતમ્
તતોઽન્યથા કિંચન યદ્ વિવક્ષતઃ, પૃથગ્દૃશઃ તત્કૃત રૂપ નામભિઃ
ન કુત્રચિત્ક્વાપિ ચ દુઃસ્થિતા મતિઃ, લભેત વાતાહત નૌરિવાસ્પદમ્
જુગુપ્સિતં ધર્મકૃતેઽનુશાસતઃ સ્વભાવરક્તસ્ય મહાન્ વ્યતિક્રમઃ
યદ્વાક્યતઃ ધર્મ ઇતીતરઃ સ્થિતઃ ન મન્યતે તસ્ય નિવારણં જનઃ
વિચક્ષણોઽસ્યાર્હતિ વેદિતું વિભોઃ અનન્તપારસ્ય નિવૃત્તિતઃ સુખમ્
પ્રવર્તમાનસ્ય ગુણૈરનાત્મનઃ તતો ભવાન્ દર્શય ચેષ્ટિતં વિભોઃ
ત્યક્ત્વા સ્વધર્મં ચરણામ્બુજં હરેઃ ભજન્ન પક્વોઽથ પતેત્તતો યદિ
યત્ર ક્વ વા ભદ્રમભૂદમુષ્ય કિં, કો વાર્થ આપ્તોઽભજતાં સ્વધર્મતઃ
તસ્યૈવ હેતોઃ પ્રયતેત કોવિદઃ, ન લભ્યતે યદ્ ભ્રમતામુપર્યધઃ
તલ્લભ્યતે દુઃખવદન્યતઃ સુખં, કાલેન સર્વત્ર ગભીર રંહસા
નવૈ જનો જાતુ કથંચના વ્રજેત્, મુકુન્દસેવ્યન્યવદંગ સંસૃતિ
સ્મરન્મુકુંદાંઘ્રિ ઉપગૂહનં પુનઃ વિહાતુમિચ્છેન્ન-રસગ્રહો યતઃ
ઇદં હિ વિશ્વં ભગવાનિવેતરઃ યતઃ જગત્સ્થાન નિરોધ સંભવાઃ
તદ્ધિ સ્વયં વેદ ભવાંસ્તથાપિ વૈ, પ્રાદેશમાત્રં ભવતઃ પ્રદર્શિતમ્
ત્વમાત્મનાઽત્માન મવેહ્યમોઘદૃક્, પરસ્ય પુંસઃ પરમાત્મનઃ કલામ્
અજં પ્રજાતં જગતઃ શિવાય તત્, મહાનુભાવાભ્યુદયોઽ
ધિગણ્યતામ્

સંન્યાસવૃત્તિ જ્ઞાન નિરંજન, ન શોભનું અચ્યુત-ભાવ હીન.
અર્પ્યું ન ઇશને અભદ્ર સર્વદા, હોય અહમ્ હીન પણ શોભતું ના.
અહો! મહાભાગ અમોઘ દૃષ્ટિ, શુચિશ્રવા સત્યરત વ્રતધર.
વિષ્ણુપ્રભુનાં;બંધન-મુક્તિકાજ, લીલાચરિત્રો સ્મરો સમાધિથી.

ઇચ્છંત વર્ણન અન્યથાજ કાંઇ, શ્રી-નામ-રૂપ થકી ભિન્ન સૃષ્ટિનાં,
ફસેલ વંટોળ નૌકા સમીજ બુદ્ધિ, કયારે ન કયાંયે પહોંચેજ ધ્યેય.
સકામ-કર્મ ઉપદેશતો ધર્મ, પ્રાકૃત જીવોનો અહિત માર્ગ.
તવ વાકય ધર્મ પ્રમાણનારા, માને નિવારણ નવ અન્યનું તે.

કોઈ વિચક્ષણ નિવૃત્તિમાર્ગથી, જાણે વિભુ સુખ અપાર અનંત.
અનાત્મ ગુણથી પ્રવર્તનારને, ભગવન બતાવો લીલા વિભુની.
ત્યજી પ્રેય ધર્મો ભજતાં હરિચરણ, અપકવહોઈ ચ્યુત થાય તો એ.
અભદ્ર ના. હરિવિમુખો સ્વધર્મે, પામે કયો લાભ વા શ્રેય અર્થ.

પ્રયત્નતા કોવિદ તેજ હેતુથી, ભ્રમનાર ઉપર નીચે ન પામે.
અન્ય પ્રકારે દેહ સુખો-દુઃખોશાં! સર્વત્ર ગંભીર કાલબળે મળે જે.
નકી ન તે જન કોઇ ઉપાય-કાળે, સંસાર લબ્ધ અંગ મુકુન્દ સેવી.
આલિંગન શ્રીહરિ પદ સ્મરંતા. સ્વાદ્યો રસ ત્યાગ ફરી ન ઇચ્છે.

ભગવત્સ્વરૂપ વિશ્વ, ઈશ જૂદા, જેમાં જગસ્થાન નિરોધ સંભવ.
જાણો સ્વયં સર્વ તે આપ તથાપિ, સંકેત માત્રે દર્શાવું આપને.
આપ આર્ષદ્રષ્ટા સ્વયં અજન્મા, છો શ્રેષ્ઠપુરૂષ પરમાત્મઅંશ.
જાણો જગત્ સિવાય જન્મ્યા અજન્મા, મહાનુભાવ વર્ણો
હરિચરિત્રો

## શુદ્ધિપત્રક

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૪ | નિભાવવા | નીભાવવા |
| | ૧૯ | ધિક્કારતા | ધિક્કારતા |
| ૨-૩ | ૧-૧૪ | ગિરિ-ગીરિરાજ | ગિરિ, ગિરિરાજ |
| ૨ | ૧ | સંગ્રામજીત | સંગ્રામજિત |
| | ૭ | દુષ્ટ | દુષ્ટ |
| ૨ | ૧૨ | ઇન્દ્રજીત | ઇન્દ્રજિત |
| | ૧૭ | વાલ્મિકીના | વાલ્મીકિના |
| ૩-૧૨ | ૩-૧૫ | ક્રુર | ક્રૂર |
| ૩ | ૧૧ | વીષમય | વિષમય |
| | ૧૨ | દાવાગ્નને | દાવાગ્નિને |
| ૨-૪ ૩-૫ ૮-૧૨ | ૧૩,૧૪,૧૮ | મૂકીયા,મૂકી,મૂકત. | મુકીયાં,મુકી,મુકત. |
| ૩ | ૧૮ | શીર | શિર |
| ૪ | ૫ | ખીરદાવીયા | બિરદાવીયા |
| | ૭ | રાજસુય | રાજસૂય |
| | ૧૩ | મૂષ્ટીમાં | મુષ્ટીમાં |
| | ૨૦ | ધર્મનું | કીધું ધર્મનું |
| ૫ | ૬ | હીડીમ્બા | હિડિમ્બા |
| ૫-૧૭ | ૧૮-૧૯ | રીઝવવા,રીઝવ્યા. | રિઝવવા,રિઝવ્યા |
| ૬ | ૯ | સત | સાત |
| | ૧૬ | ઇદ્રપૂરી | ઇંદ્રપુરી |
| ૭ | ૨ | સહસ્ત્રો | સહસ્રો |
| | ૧૪ | વહેજો | વહે જો |
| ૮ | ૧૩-૧૬ | જન્હુ,જાન્હવી | જહ્નુ,જાહ્નવી |
| | ૧૫ | વનવતા | વિનવતા |
| ૧૫ | ૪ | પુકાર | પુકાર |

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫ | ૧૬ | રાત | રાતે |
| ૧૬ | ૧૪-૧૫ | ટહુકારશા,ટહૂકંત. | ટહુકારશાં,ટહુકંત. |
| | ૧૬ | શિશીં | શિશિરં |
| ૨૦ | ૪ | વ્યાયમ | વ્યાયામ |
| | ૭ | ઉમંર | રૂમં |
| ૨૧ | ૧૦ | દુધં | દૂધ |
| ૨૨ | ૬ | દ્દ્દા રીત | દ્દંદાતીત |
| ૧૨ | ૬ | ગમન રિપા | ગમન મ ીઆ |
| ૨૩ | ૧ | ભંવતામ | ભવતાપ |
| ૨૪ | ૫ | તમે મારા | તમે ન મારા |
| | ૬ | ઉદંધ | ઉદધિ |
| ૨૬ | ૧ | –ભિંતં | –ભિત |
| | ૩ | ત્રિસર્ગેમૃશા | ત્રિસર્ગેઽમૃશા |
| | ૬ | ત્રંયં | ત્રયોન્ |
| ૨૮ | ૧ | તાતંમેના | તાડત્મના |
| | ૨ | ઋંજં | ઋજાં |
| | ૫-૬ | કૃશ્યં યમાણ | વિકૃશ્ય ક્રિપમાણ |
| | ૭ | ભાવંમથં | ભાવમિમં |
| | ૧૩ | ક્રિયાં સુપરત્વ | ક્રિયાંસુ પરત્વ |
| | | ચંરણા | ચ્ચરણા |
| | ૧૭ | ધંયોં | ધિયો |
| ૨૯ | ૪ | ૪-૧-૬ | ૪-૯-૬ |
| | ૨૦ | ૧૦-૩-૩૮ | ૧૦-૨-૩૭ |

૩૦–૩૧ ગુ. શ્લોકોનો અનુક્રમ નં. ૧૨-૧૨-૫૪,૭-૯-૧૭
૭-૯-૨૬,૭-૯-૧૦, ૧૦-૮૧-૩૫ સંસ્કૃત શ્લોકોનો
અનુક્રમ ૭-૯-૧૭, ૭-૬-૨૬, ૭-૯-૧૦
૧૦-૮૧-૩૫-૧૧-૨-૩૬,

# બાપુની યાદ

બાપુ સાબરમતી શું, નહિ આવે ફરી?
રડે-રડે ને ગુજરાત, પૂછી રહી.
સેવાગ્રામમાં તપ અધૂરાં, આદરી ;...બાપુ.

પુરી સુદામા જનમીયા, ગાંધી કબા કુટુંબમાં.
શિક્ષણ લીધું ઇંગ્લેન્ડમાં, ત્યાગી સુરા ત્રણે ભ્રમા.
પુતળી બાઇનું વેણ, નિભાવ્યું પુરૂ....બાપુ ૧

આફ્રિકામાં હિંદીઓપર, જુલમ થાતા જોઇને
પ્રતિકાર અહિંસક આદર્યો, સત્યાગ્રહી બનીને તમે.
હિંદી વિરોધી કાયદા, કઢાવ્યા તમે, બાપુ. ૨

સ્થાપી આશ્રમ સ્થાપી; વિદ્યાપીઠ અમદાવાદમાં.
હૃદયકુંજ—નિકુંજમાં વસીને, વસ્યા અમ હાર્દમાં.
સાચા વૈષ્ણવજનનું, પ્રતિક બની........બાપુ. ૩

દેહ દુબળો પાતળો, સ્થિતપ્રજ્ઞને નિદ્રા જીતી.
એ ગૃહસ્થી-બ્રહ્મચારી, આજીવન ફકીરી લીધી.
જ્ઞાન-ભક્તિને. અનાસક્તિ ગીતાજીની,....બાપુ. ૪

શિર નમ્યું હસતે મુખે, કરે મ્હાત, ઝીલ્યા ઘા અતિ.
ઉપવાસ-કારાવાસથી, પ્રશ્નો ઉકેલ્યા ગૂઢ અતિ
મુકત હાસ્યના મોહન, ભુલાશે નહિ;....બાપુ. ૫

માટીના માનવ ઘડયા, વલ્લભ જવાહર જોડલી
ભારતી સન્નારીઓમાં, કસ્તુર પમરી બા તની.
બા ને બાપુની જોડલી, કયાં જોશું ફરી;...બાપુ. ૬

અસહકાર કરી સવિનય, નવજીવન રેલાવીયું.
અર્ધો ઉઘાડા દેહમાના, ચરખો ચલાવી દાંડીયું.
પ્રતિક તકલીનું પુરૂ, સમજ્યાં ન જરી,....બાપુ. ૭

વિણુ સ્વરાજ ફરૂ નહિ, ભીષણ પ્રતિજ્ઞા સાથમાં.
અભિનિષ્ક્રમણ મહા આદર્યું, જ્યમ રામજી વનવાસમાં.
દાંડીકૂચ હવે શે, વિસરાય કદી....બાપુ. ૮

છેલ્લો કટોરો ઝેરનો, તું ગોળમેજીમાં ગયો પી.
દેશ આવી જેલવાસી, ઉપવાસ કીધા આખરી.
હરિજન-મંદિર પ્રવેશની ભેખ ધરી,....બાપુ. ૯

ગ્રામ ઉદ્યોગો સ્વદેશી, કેળવણી પાયા તણી.
હિંદુ-મુસ્લીમ એકયતાને, સ્ત્રી સમાજની ઉન્નતિ;
બાપુ દારૂબંધીના, પુરા હિમાયતી....બાપુ. ૧૦

વિશ્વવ્યાપી યુદ્ધમાં, હિંદને સંડોવતા
ક્રીપ્સમિશનમાં નિહાળી, ચર્ચીલની ચાણક્યતા.
"છોડો હિંદ"ની લડત, ચલાવી તમે;....બાપુ ૧૧

નોઆખલી બિહારમાં, પંજાબને સરહદ મહીં.
અણદીઠને પણ સાંભળ્યું, હા! રક્તસ્નાન મચ્યું રહી.
નિરાશ્રિતોના આંસુ, લુછાશે નહિ;....બાપુ. ૧૨

વર્ષો હજારતણી ગુલામીમાંથી, માતને છોડવી.
પણ ના ચઢયો સિંહાસને, હતી સાચી મુક્તિ શોધવી.
બની "એકની સરહદ" કેવી અનોખી ..બાપુ. ૧૩

સત્ય એ છે પરમ ઇશ્વર સાધ્ય અહિંસાથી કરો.
અપરિગ્રહે વ્રતધારી, નિષ્કામ જનસેવા કરો.
સર્વ ધર્મનો સાર, સમજાવી દઈ; ...બાપુ. ૧૪

સત્યને અહિંસા તણો, પૂજારી જગમાં અવતર્યો.
ભગવાન શંકર-ખ્રિસ્તની જ્યમ ઝેર જગનાં પી ગયો.
વિશ્વ પ્રેમી "હે. રામ" અંતે બોલ બોલી.

વિશ્વશાંતિનો ચાહક, ગયો પોઢી.
મૈયા, જમુનાને ગંગા, ધન્ય બની.
બાપુ, સાબરમતી શું, નહિ, આવે ફરી. ૧૫

પ્રસિદ્ધ "ફનેપ્રો"માં પ્રથમ સંવત્સરી ૩૦-૧-૪૯.

## ત્યાં ત્યાં નિશાની આપની

સ્વરાજ્ય પ્રાપ્ત થયા છતાં, સુરાજ્ય શે આવ્યું નહિ.
ભુલિયાં અમે ઉપદેશ શું ? ભુલિયાં નિશાની આપની. ૧

હરિજનોના વાસમાં, વા વાઇસરીગલ મહેલમાં.
ફરતો હશે ચરખો જ્યાંહાં, ત્યાંત્યાં નિશાની આપની. ૨

ભેદ-ઉચનીચ વર્ણના, અનશન કરી ભુલાવીયા.
હરિ દ્વાર જ્યાં જ્યાં ખુલીયાં, ત્યાં ત્યાં નિશાની આપની. ૩

વર્ધા મગનવાડી મહીં, વા "હૃદયકુંજ" નિકુંજમાં.
અપરિગ્રહ જ્યાં પળાતું, ત્યાં ત્યાં નિશાની આપની. ૪

ગ્રામ, ઉદ્યોગો સ્વદેશી, કેળવણી પાયાતણી.
હિન્દુ મુસ્લિમ ઐકયતા જ્યાં, ત્યાં ત્યાં નિશાની આપની. ૫

સત્ય એ છે પરમ ઇશ્વર, સાધ્ય અહિંસાથી કરી.
નિષ્કામ જનસેવાથતી જ્યાં, ત્યાં ત્યાં નિશાની આપની. ૬

ધર્મચક્ર મહીં સમાયું છે, ચક્ર રેંટિંડા તણું.
રાષ્ટ્રધ્વજ જ્યાં જ્યાં ફરકતો, ત્યાં ત્યાં નિશાની આપની. ૭

ઇશ્વર અલ્લા તેરે નામ, સબકો સન્મતિ દે ભગવાન.
જ્યાં જ્યાં ગવાતી ધૂન એ, ત્યાં ત્યાં નિશાની આપની. ૮

( ૬-૧૦-૫૦ ગાંધી જયન્તિ સપ્તાહ સયાજીગંજ.
"ત્યાંત્યાં નિશાની આપની" પાદપૂર્તિમાં ગવાયેલું. )

## વૈષ્ણુવજન

વૈષ્ણુવ જન આપુને કહીએ, જે પીડ પરાઈ જાણેરે.
મા ભારતીને મુક્તિ અપાવી, મન અભિમાન ન આણ્યુંરે.
વૈષ્ણુવ જન. ૧

કાળા ગોરાના ભેદજ ખોટા, છે પ્રભુના માનવ બાળ સહુ.
રંગ દ્વેષને નિર્મૂળ કરવા, ધન યૌવન ના માણ્યું રે
વૈષ્ણુવ જન. ૨

રાજકારણે અર્થશાસ્ત્રમાં, અસત્ય વ્યાપ્યું આ જગમાં.
નૈતિક મૂલ્યાંકન ફેરવીયાં, સત્ય પ્રતિષ્ઠા પુનઃ કરી.
વૈષ્ણુવ જન. ૩

શ્રમજીવીની કાંધ ઉપરથી, ઘર ઉપલાને ઉતારવા.
દાખવી મહિમા યજ્ઞકર્મનો, જગને ચરખો ભેટ કરી.
વૈષ્ણુવ જન. ૪

અજેય આત્મબળને અડગતા, શસ્ત્રાસ્ત્રો જ્યાં પાડે.
માર્ગ અહિંસા દીક્ષા દીધી, યુદ્ધે ત્રાસેલા જગને.
વૈષ્ણુવ જન. ૫

અધો પડેલી હિન્દુ જાતિના, ભેદ ઉંચ નીચ ભુલાવીયા.
પ્રભુનો દ્વારો સહુને માટે, અનશન કરીને ખુલાવીયા.
વૈષ્ણુવ જન. ૬

સર્વ ધર્મને સમાન ગણુતા, જોવા સર્વ ઉદય સહુનો.
ભાઈ ભાઈના વેર સમાવા, બલિદાન દીધું તે આત્મનનું.
વૈષ્ણુવ જન. ૭

## मारे दाकतर राम

સન સુડતાલી જાન્યુઆરી, તારીખ ત્રીસમી 'હે રામ,'.
**નોઆખલી** પ્રવાસમાં, આવ્યું "આમકી" ગામ. ૧

મખમલ છાઇ ધરતિપર, ઉતર્યા ગુંડા અપાર,.
રંજાડી રાંક વસ્તીને, ધરતિ શે ઝીલે ભાર. ૨

લૂંટયાં બાળ્યાં ઘરને, મંદિર, લુંટ્યા, શિયળ સુહાગ,.
વટલાવ્યા હજારોને, કતલ કીધાં અતાગ. ૩

પ્રાંતે હકૂમત ઇસ્લામી, મધ્ય બનીયું લાચાર.
નોધારી હરિજન વસ્તીનો, હરિ વિણ નહિ કો આધાર. ૪

દિલ્હી છોડી દોડી આવીયા, વસવા દુખિયાંની સાથ.
પગદંડી પંથ આદર્યો, વિણ રખોપા કે સાથ,. ૫

એક હાથ ઝાલે લાકડી, બીજો મનુને ખાંધ.
પાય ધરે નહિં પગરખાં, શિર છત્ર છે આભ. ૬

પ્રાતઃ થતાં પંથ વિચરે, મધ્યાન્હે વિશ્રામ.
સંધ્યાએ પ્રાર્થના કરી, ભુલવે દુઃખ તમામ. ૭

તે દિન આખા ગામમાં, શોધ્યું બકરીનું દૂધ.
બાપુ શું જમશે ચિંતા થકી, વ્યાપ્યુ. અતિશે દુઃખ. ૮

જનતા જે ખાયાં ને પીએ, તેથી અદકા શા ઠાઠ.
શ્રીફળનું દૂધ બનાવીને, પીધું અધોળ આઠ. ૯

વીત્યાં પ્રહર એક બે, કેમે પાચન ન થાય.
સાંજ થતાં સુધી બાપુને, થયા દસ્ત અપાર. ૧૦

પાયખાનેથી વળતાં પાછાં, આવ્યાં બગાસાં તોય.
પધારી ચાર ફૂટ દૂર, ગણતાં હું ભુલી મોઇ. ૧૧

શીત છાંટી ચકરી આવી, પગ લથડયા જણાય.
દોડી શર પકડી રાખ્યું, નિર્મળાદા બુમ પડાય. ૧૨

નિર્મળ બોણુ સાથે મળી, બાપુ સુવરાવ્યા સેજ.
પગચંપી માલિશથી બાપુ વિરમ્યા સ્હેજ. ૧૩

દાકતર સુશીલા બોલાવવાં ચિઠ્ઠી લખી આપું જ્યાં.
જાગૃત બાપુ થયા અંને મનુડી બોલાવી ત્યાં. ૧૪

ખ્હેની ઉંમર તારી જોઇને, આપી શકું હું માફ.
બુમ પડાઈ એ તારાથી, ભુલી હૃદયામાં રામ.
અમિ ભરી આંખડી બોલે, શ્વાસ બોલે હે રામ:
અંતકાળ ભલે આવતો, મારે દા....કતર રામ: ૧૬

એ જાણું વર્ષ વીતતાં, એહિ દિવસ એહિ માસ.
બાપુ બોલી હે રામ શ્વાસ ખોળામાં મુકશે:

# "ડબ્બો બે ખાનાનો"



સન સુડતાલીસના માર્ચમાં, તારીખ ત્રીસમીનો દિન.
બિહાર યજ્ઞ માંહિથી, વળીયાં દિલ્હીની દિશ. ૧

તેડાવ્યા માઉન્ટબેટને, મળવા આવો બાપુ.
કો' તો વિમાન મોકલું, વહેલા આવો બાપુ. ૨

જે વાહન બેસી ના શકે, ગરીબ લોકો કરોડ.
ઈન્કાર તેથી સુણાવીયો, મારે એ શા મરોડ. ૩

નોઆખલી તેમજ અહીં, છોડું સાથી તમામ.
છોડી જાઉં તને એકલો, નહિ ઇચ્છે તું આમ. ૪

નાનામાં નાનો ડબ્બો, જોજે ત્રીજો વરગ.
સામાન થોડો લેવામાં, લઉં તારી પરખ. ૫

અસહ્ય ગરમી: ઉનાળો, પંથ દિન ને રાત.
દર્શન ઘેલાં લોકોનો, સ્ટેશન સ્ટેશન ત્રાસ. ૬

કીધો પસંદ વિચારી, ડબ્બો બે ખાનાનો.
સામાન રાખશું એકમાં, બાપુ બેઠક બીજે ૭

નવ પચ્ચીસે પરણા, સ્ટેશન-ગાડી છુટે નવત્રીસ.
હરિજન ફાળો ઉઘરાવીયો, વચલી પાંચ મિનિટ. ૮

ઉનાળે જમતા દશ વાગે, મોડી "સોઈ" કરવા
બાજુના ખાનામાં જઈ, બાપુ મગ્ન લખવા. ૯

થોડી વારે આવી ત્યાં તો, હતિ ક્યાં તું પૂછે.
લોક લટકતા ચીંધાડી, મિઠો ઠપકો ઉચરે. ૧૦

બીજું ખાનું શે માગ્યું તે, રાખી આંધળો પ્રેમ.
આંસુડાં મા પાડતું, કરતું કહું હું જેમ. ૧૧

ઉંચે તને ચઢાવવી, ના પછાડવી સોં.
સામાન ખસેડી લઈ, ખાનું ખાલી કરો. ૧૨

થર થર કાંપું, ચિંતા થતી, બાપુ છોડશે ટેક.
નાનીશી ભુલ બીજાની, લેતા પોતાને અંક. ૧૩

વળતે સ્ટેશન બોલાવીયા, સ્ટેશનના માસ્તર.
કે' કરવા પ્રાયશ્ચિત ખાનેનું, અંદર લ્યો મુસાફર. ૧૪

ડબ્બો બીજો બસે જોડજો, આનો કરો ઉપયોગ.
ખપથી વધારે વાપરમાં, હિંસા દુરૂપયોગ. ૧૫

"બાપુ મારી મા" બની, ભણતર સાચું શિખવે.
અમૂલ્ય લ્હાવો પામતી, જીવનનું ઘડતર ઘડે. ૧૬

## अरमा चमे

નોઆખલીમાં નારાયણપુર ગામ,
ગરીબ વણકર અમારો યજમાન.
પહોંચી મુકામે પોઢ પખાળે,
થોડી વારે બાપુ વાંચવા ગાળે.

એટલીવારમાં કરૂં હું સાંજ,
બાપુને માલિસ સ્નાન ને કાજ.
ન્હાવામાં સાબુ ન વાપરે બાપુ.
ખરબચડા પથ્થરે ઘસતા દિલ બાપુ.

મીરાંબ્હેને વર્ષો પહેલાં દીધેલ,
સાચવી વાપરે રતનની જેમ.
ભુલી ગઇ હું આગલે ગામ,
વિગતે ભુલ કબુલી તમામ.

થોડીવાર બાપુ કરી વિચાર,
કહેતું ભુલી તો જાતે લઇ આવ.
ડરતાં ડરતાં મ્હે, પુછાઇ ગયું,
સાથે સ્વયંસેવક લઇ જઉં.

સવાલ પુછયો બાપુએ કેમ.
શો દઉં ઉત્તર ચાલી રીસલેર.
સોપારી નારિયેળીનાં રાન,
વસ્તી મુસલમાન રસ્તો વેરાન.

રસ્તે ગુંડા કે આવી ચઢશે તો,
એકલી જાણી મુને પજવશે તો.

રામનામ મુખે જપતી હું ચાલી,
આવેલ મારગનાં પદ ભાળી.

યજમાન ત્યાંનાં ડોશીમા એક,
ન જાણી કિંમત ફેંકી દીધેલ.
માંડ માંડ મ્હેં શોધી તે કાઢયો,
જડતાં આનંદનો પાર નવ રહ્યો.
ઝટ વળી નારાયણપુર પંથે,
નીકળેલ સાડા નવે આવી એકે.
કકડીને લાગી હતી મુંને ભુખ,
સેવા ચૂકયાનું અદકેરૂ દુઃખ.
ખોળામાં મુકયાં પથ્થરને માથું,
આંખથી વહેવા લાગીયાં આસુ.
પરીક્ષા થઈ કહે બાપુ આજે,
પ્રભુ કરે તે સારાના માટે.
મારા યજ્ઞમાં હિંમતનું કામ,
પાછા ફરવાનું ન લેવાય નામ.
अश्मा च मे* વર્ષ પચ્ચીસનો સાથી,
હોઉં જેલ કે મહેલનો વાસી.

*अश्मा=પત્થર. च=અને. मे=મારો.

ન જડતાં મીરાંને ... દુઃખ થાત,
પાઠ શિખી તે મોટી જ વાત.

આવા પથરા તો ઘણા મળી રહેશે,
એવી બેપરવા હવે નહિ રહેશે.

હું બોલી બાપુ સધ્યું ત્રીજું કામ,
સાચા હૃદયથી સમર્યા આજે રામ.

હસીને બાપુજી બોલેલા આમ,
સુખે યાદ સૌનીને દુઃખમાં રામ.

## પંદર ઓગસ્ટ સુડતાલીસ

પંદર ઓગસ્ટ સુડતાલી, આવ્યો અનોખો દિન.
ગઈ ગુલામી વર્ષોની, બનીયું આઝાદ હિંદ. ૧

વિધિ નિર્મ્યાં વેધાયાં હા ! માડી ભારત તારાં અંગ.
ધર્મ ઝનુને રેળાયાં, પંજ આબ ને બંગ, ૨

ભડકો થશે નોઆખલી, ચિંતા મગન જામિન
હૈયા બારેલો અગ્નિ જ્યાં, છોડી ચાલ્યા કાશ્મીર. ૩

કલકત્તા ચાલે રમખાણો, મિનિટે ઘોષ બાબુ.
રોકાઇ જાઓ બે દહાડા, શાંતિ સ્થાપો બાપુ. ૪

વધતાં ચાલ્યાં રમખાણો, નોઆખલીમાં દિલ.
પંદરમીએ પહોંચવા, ના ચાલે કાંઇ ઢીલ. ૫

શહીદ સાહેબ આવીયા, વિનવે બાપુને આમ.
ઓલવવા આગ આંહિની, તમે વિણુ કોની છે હામ. ૬

ઓલવી શકું ના એકલો, બનવા મિત્રી તૈયાર.
વચન મારૂં નિભાવવા, બનો જવાબદાર. ૭

બિહારનો જયમ હું હામી, નોઆખલીના તેમ.
શહીદ સાહેબ વિચારો, તમારે ના મુશ્કેલ. ૮

ગુનેગારો ને શકદારો, પર મુકી વિશ્વાસ.
કામ કઢાવી લેવાની, અજબ બાપુની વાત. ૯

વાત બની આ તેરમીએ, ચૌદમી ને પ્રભાત.
કબુલી જવાબદારી, શહીદને જમાત. ૧૦

નોઆખલી સુધી જતાં, લીધું કલકત્તા હાથે.
ખાવું પીવું સૂવું બેસવું, બાપુ શહીદને સાથે. ૧૧

મુલાકાત નહિ ખાનગી, સંયુક્ત નિવેદન.
બેલીયાઘાટ રહેવા ગયા, હૈદરી મેનશન. ૧૨

(લાવણી)

જુવાનિયા ઉશ્કેરાયા ને, આવ્યા ભારે હલ્લો કરી.
છો તમે હિંદુના દુશ્મન, આવ્યા કોની વ્હારે ચઢી. ૧૩

જરા હસીને બાપુ બોલ્યા, થયા જુવાનિયા સૌ શાંત.
દેવદાસ તમથી મોટો, બચ્યાં સમજી સુણો વૃતાંત. ૧૪

જન્મે કર્મે હું હિંદુ ના દુશ્મન, સાચો હિંદુત્વ રક્ષક.
કહ્યું માનજો આ બુઢ્ઢાનું, ના બનશો બાપુ ! ભક્ષક. ૧૫

હતિ કારમી આગાહી શું ?, તમેજ રક્ષક તમેજ ભક્ષક !.
उर्ध्वं बाहु विरोम्येष, न च कश्चित श्रृणोति मे ! ૧૬

જુવાનિયા સૌ શાંત થયા ને, ચાલ્યા સંદેશો લઇને.
આઝાદી મળવાની પહેલાં, ત્રીસ મિનિટ બાકી જ્યારે. ૧૭

હિન્દુ ન છોડે ઇસ્લામી જ્યાં, ઇસ્લામી ના હિન્દુને.
હિન્દુ મુસલમીન ભાઇભાઇના, પોકારો પડીયા ત્યારે. ૧૮

ખભે ખભા મિલાવી આવે, પુરૂષ બાળકોને સ્રીયો.
દર્શન કરી એ તસ્રા લેતાં શું ?, કે'દી આવું નહિ બને. ૧૯

ભલે બીજા શહેરમાં સરઘસ, વીજળી ને રોશની થયી.
કલકત્તાના કાયમી ઐકયે, એ સર્વે શરમાઈ ગયાં. ૨૦

મીઠાઈ ખવડાવવાને બદલે! આજે બાપુ શે ઉપવાસ ?
લગ્ન મરણ ને જન્મ પ્રસંગે, બાપુ કહે કરવો ઉપવાસ. ૨૧

ઉપવાસ રેંટીયો મૌન પ્રાર્થના, જવાબદારી સમજાવે.
અશક્ય કાર્ય કર્યા બદલનો, ગર્વ જરી ના દર્શાવે. ૨૨

તે દિવસે સૌ પ્રધાન ત્યાંના, પ્રણામ કરવા આવેલા.
સંબોધનમાં સાદા રહેવા, શિખ વચનો ઉચ્ચારેલા. ૨૩

સમજો પહેરો છો કાંટાળો, તાજ આજના દિન થકી.
સત્તા વૈભવ મોહ જાળમાં, જરાય પડતા ના ફસકી. ૨૪

સહન શિલતા નમ્ર અહિંસા, આદર્શ પ્રજાના તમે બનો.
ઉદ્ધાર ગામડાંનો કરવાનો, ઉદ્ધાર ગરીબ હિંદુસ્તાંનો ૨૫

સત્ય ન છોડો ખરી પરીક્ષા, શરૂ થાય છે આજ થકી.
ઈશ્વર આપો પૂરી સફળતા, ઉચ્ચારી આશિષ વાણી ૨૬

પંદરમી ને શુક્રવાર, શુભ આઝાદી તહેવાર હતો.
બનશો ના ભક્ષક, ઓ હિન્દુ, આગાહી ઉદ્દગાર હતો. ૨૭

બીજા આઝાદી દિનની, ઉજવણી જોવા ના રોહ્યા.
" અમાની માનદઃ માન્યઃ " પ્યારા પ્રભુને પંથ વળ્યા. ૨૮

૨૫–૨–૫૧

# બાપુના જન્મ દિવસો

## ( જન્મદિન સપ્તાહ )

બીજી ઓકટોબર જન્મદિવસ, તિથિ ભાદરવા વદી બારસ.
સવારે સાડાત્રણે અમે જાગ્યા. પ્રાર્થના કરી બાપુ પાય લાગ્યાં.
હસતાં હું બોલી "આ તે કયાંનો ન્યાય."
આજે અમારે શે લાગવું પાય !

બાપુ કહે મને મહાત્મા કીધો, જગ જુએ ના ખોટો કે સીધો.
તે દિવસોમાં બાપુ નરમ રહેતા, ઉધરસ શરદીને તાવે પીડાતા.
ઉધરસ ઉંટાટીયા જેવી ચઢે, અસર જેની ત્રણ સપ્તાહ રહે.
દાકતર "પેનિસિલિન" લેવા કહે, જેથી બાપુને થોડી રાહતરહે.

દાકતર ચઢીચેલા રકઝકે, રામનામ ગયું કયાં બાપુ કહે.
રામનામ જો હ્રદયાગત થાય આવતી કાલે ખાંસી ચાલી જાય.
વિજ્ઞાનની આ શોધખોળો જે ખોટી કેમ કહી શકો કહે તે.
સાચા રામનામ લેનારા લાવો, કોલેરા........ફેલાવી શકુનો દાવો.

બાપુ કહે એમાં ઉધ્ધતાઇ છે, આતો પારોરામાં પેલી પૂણીછે.
આજ તમે લીવર ખાવાને કહેશો, લીવર એક્સ્ટ્રેક્ટ' ઈન્જેકશન દેશો.
તો શું પરદેશી દવાઓ ખાઉં ? આળસું દાકતરોની દયા લાવું !
'સુજલા ગુફ્લા' આપણી ભૂમિ. આળસે કેવી દશા દયામણી,

નસીબ પાધરૂં એનું થશે શું ? હવે રહીના ઇચ્છા કરવા કશું.
ઇચ્છું અલોપ થવા દુનીયામાંથી, રામનામ જપતાં હૃદયાથી
બેઠો ની'ભાડામાં પ્રકટેલો અગ્નિ-રામનામમાં, શોધું શાંતિ
જગની.
રહસ્ય રહ્યું જે રામનામમાં-આવડ ઓછી સમજાવી શકું ના.

આવ્યા તમે જન્મદિન નિમિત્ત.તે તમે પ્રેમનું સુંદર પ્રતિક.
આવતી રે'ટીયા બારસે કાંતો, ફર્યું હશે હિંદુસ્તાન નહિતો.
આ અગ્નિ જોવા જીવતો ન હોઉં, પ્રાર્થનામાં સાથ પુરાવો સહુ.
મંગળ પ્રભાતે જે વાણી વદીયા, સાચે રામનામ બોલતા ગીયા.

ફરવા ગયાંતાં અમે સાતવાગે, મળીયા એક અંગ્રેજ ફોટો
લેવાને.
ઇશ્વરનું નામ લેવાને બદલે, નારાજ થઈ કહે આજ શાને.
આચાર્ય કૃપલાની સુચેતા, પાયલાગણે આવેલ ઘણાં.
આજે તમારે ઉપવાસ શાને, પુછેલું મ્હેં તે સુપ્રભાતે.

પવિત્ર થઇને પ્રાર્થવો મારે, રેટી'યા દેવની શરણે રહેવાને.
ॐ હે રામ અને વળી ક્રોસ, ફુલોથી કળા ભરેલા પુરેલા.
બાપુની બેઠકની સન્મુખે, મીરાંબ્હેને સ્વહસ્તે ભરેલા.
જવાહરલાલ ઇન્દિરાગાંધી, બીરલા કુટુંબ અને મુનશી.

સી. એચ. ભાભા જીવરાજ મહેતા, હતાવળી ત્યાં સરદારશ્રી.
સર્વ ધર્મની પ્રાર્થના થઈ, સર્વે જણ ગયેલાં વિખેરાઇ.
ઉધરસ ચઢી બાપુ ન મટી, બોલીયા ત્યાં એક ભાઇ.
બાપુ કહે રામ હશે તો મટશે, નહિતર આમાં જાવુંજ ગમશે.

સવાસો વર્ષ જીવવા મનીષા, હવે બાકી રહી નથી એ ઇચ્છા
પ્રાર્થો પ્રભુને કાતો બુદ્ધાને, આ દાવાનળમાંથી તું લઇ લેને.
પ્રાર્થો પ્રભુને કાંતો આપોને, સદ્બુધ્ધ અગ હિંદોસ્તાનીને.
નાસીપાસ કદી ના આ જીવનમાં, બ્રિટિશરોની સાથે લડાઈમાં.

જીવતાં જોવા ન માગતો હવે, ભાઇભાઇને મારવા ફરે
દશ વાગે બધાં ગયાં નાગયાં, બીજા વધુ લોકો આવતા રહયા.
ગાડગીલ દેવદાસ કુટુંબ, શણમુખમ્ ચેટ્ટી આર્થર મૂર.
દાતારસિંહ ભટનાગર મહેતા, સરદાર મણિબ્હેન ગણેશદત્તા.

અબ્દુલ મજીદને બર્માના આંગ, ચીનના હાઇ કમિશ્નર આંગ.
પોતપોતાના વડાપ્રધાનોના, અભિનંદન ને ફળો લાવેલા.
માંડ પરવારી અમે સાડા બારે, માંડ પા ઘંટા સુતેલાં ત્યારે.
ફરી દર્શનાર્થી આવવા લાગ્યા, સમૂહ કાંતણે ત્રણ વાગ્યા.

આવી ગયાં લેડી માઉન્ટબેટન, શ્રીધરાણી કબીર હુમાયુન.
ફ્રાન્સના લોજીયરને પત્ની, એવી વ્યકિતઓ આવેલ ઘણી.
રૂપૈયાના તો ઢગ વળેલા, બ્હેનોએ ભેટ દાગીના ધરેલા.
હજારથી વધુ તાર આવેલા, દેશ દેશના સંદેશા લાવેલા.

આખો દિ ખૂબખૂબ આનંદ, રાતે રેડીયાનો કાર્યક્રમ.
રેડીયો સાંભળો આપતો આજે, બાપુજીને મ્હેં કહ્યું જે વારે.
એ ભજનોથી સાંભળવાં સારાં, રેંટિયા સંગીત સુને પ્યારાં.
રેંટીયા બારસને દહાડે, ગુજરાતીઓની સભાની માંહે

જવા કબુલ્યું બાપુએ જ્યારે, સરદાર બોલેલા તે વારે.
મરવા પડેલા હશો તોએ જશો, પૈસાના લાલચુ પુરા તમે છો.
એવા ફંડો તો ઘણાં થઈ રહેશે, હાં હાં કરતાં આમજવાતું હશે.
નહિ ગણકારો તમે કહેતાં બાપુ, હસાહસ ખૂબ થએલી બાપુ.

સભામાં બોલતાં કરી રમુજ, વરસગાંઠ થોડી આજે મુજ.
બાપુ તો છે વાણીયાને લોભીયા. ખાસી નબળાઇથી ન શોભીયા.
આરામ લેવાદો એવું કહી, બેઠાને હસાહસ ખૂબ થઈ.
બીજી ઓકટોબર જન્મદિવસ, તિથિ ભાદરવા વદી બારસ.

## — લાવણી —

ઝળહળતા એ તેજ વિનાના ઉજવશું આ દિવસો કેમ.
મીઠાં સ્મરણો પ્રકાશજો મમ હૃદયે દિપક વાટની જેમ.
બાપુની પ્યારી પ્રાર્થના "इश्वर अल्ला तेरे नाम्"
બાપુને પ્રભુને માર્થીએ "सबको सन्मति दे भगवान्"



# ભારતીની ભિક્ષા.

ભિક્ષા દેને મૈયા ભારતી, જોગી ખડો રે દુવાર.
સ્વરાજ્ય લેવું વર્ષ એકમાં, જોગી કરે રે પુકાર. મૈયા ભારતી.

સ્વરાજ્ય સ્વરાજ્ય શું કરો, અહિંસાનાં હથિયાર.
હિન્દુ-મુસ્લીમ થાઓ એકઠા, પછી કોનાછે ભાર મૈયા ભારતી

ગરવી ગુજરાત માવડી, દીધો પુત્ર મહાદેવ.
વિઠ્ઠલ-વલ્લભ જોડલી, કરવા બાપુની સેવ. મૈયા ભારતી.

તીન કઠીયા ત્રાસ ચંપારણે, લાગી બિહાર આગ.
રાજેન્દ્રબાબુ આવી મળ્યા, ધોયા ગળીના ડાઘ. મૈયા ભારતી.

બોમ્બ ઘેલા બંગાળમાં, પહોંચ્યો શાંતિનો સાદ.
દાસ બાબુ આઝાદને, લાગ્યો અહિંસાનો નાદ મૈયા ભારતી.

હિમાળેથી આવી વસ્યા, ગંગા જુમના દોઆબ.
ભોળા શિવજીને ગણપતિ, નહેરૂ બેટડો બાપ. મૈયા ભારતી.

જલીયાંવાલા પંજાબમાં, વહયા ખૂન અમાપ.
લાલા લજપતે સહ્યું નહિ, સિંહે માંડયો ઘૂરકાટ, મૈયા ભારતી.

ભગવા ઝંડાના પ્રાંતમાં, જય તિલક મહારાજ.
જન્મસિધ્ધ હક્ક સ્વરાજયના, મંત્ર સિધ્ધિને કાજ. મૈયા ભારતી

રાણાપ્રતાપના ભામાશા, વસીયા મધ્યપ્રદેશ.
બજાજ જમનાલાલજી, શેઠ શામળશા વેશ. મયા ભારતી.

તામીલ તેલુગુ દેશથી, આવ્યા રાજગોપાલ.
મેધા શંકરાચાર્યની, શોભે રાજ સંન્યાસ. મૈયા ભારતી.

ટહુકે સરોજની કોકીલા, ટહુકે વિણા રવિન્દ્ર.
પચ્ચાસ(૨) ઘંટા આરતિ, રણકી સાબરને કેન્દ્ર. મૈયા ભારતી

બા જગદંબા સાથમાં, રાણી અમૃતકોર.
કમળાનહેરૂ કમળાદેવી, દેશ ગર્જે યા હોમ. મૈયા ભારતી



## —: એકલો જાને રે :—

એકલો જાને એકલો જાને એકલો જાનેરે.
નોઆખલીમાં હાક સુણી તારી કોઈના આવે રે.
બાપુ એકલો જાનેરે.

ઝુંપડાં બધાં ગાર માટીનાં, નાળિયેરીના છાજે છાએલાં.
હશે કોઈ પાકા મકાનો તે, હત્યાકાંડે, ખાક થયેલાં રે.
બળીને ખાક થયેલાં રે. ૨

શ્રીરામપુરના મુખ્ય મથકે, મળેલાં ઘર રહેવાય સુખે.
કિન્તુ રોજ જવાનું ગામ, એકથી બીજે રે.
બાપુને એકથી બીજે રે. ૨

હવા ત્યાંની અતિ ભેજવાળી, વરસે વર્ષા મુશળ ધારી.
પગપાળાના પ્રવાસમાં, રાત કયાં રહેશે રે.
બાપુ કયાં રહેશે રે. ૩

સતીશ બાપુ બુદ્ધિશાળી, ઝુંપડાની વ્યવસ્થા કરી.
ફેરવી ફેરવી શકાય તેવું, ઘડયુ ઝુંપડું રે.
બાપુનું ઝુંપડું રે. ૪

સવઠ કરી પૂરી એમાં, સુવાને પાટો બારી બારણાં.
પાછલા ભાગે નાનકડી શી, બાથરૂમ રે.
બાપુની બાથ રૂમ રે. ૫

જવાનું દૂર માસીમપુરે, શ્રીરામપુરથી ચંડીપુરે.
રોકાઈ રાત શરૂ કરી અમે, 'યાત્રા સવારે.
બાપુની યાત્રા સવારે. ૬

યાત્રાના શુભ પ્રયાણ કાળે, બ્હેનોએ ચાંદલો
કીધો ભાલે.
વૈષ્ણવજનની પ્રાર્થનામાં, સૂર પૂરાવ્યો રે.
બાપુએ સૂર પૂરાવ્યો રે. ૭

નિર્દોષ સ્ત્રીઓ બાળ કપાયાં, દેવ મંદિરને ઘર જલાયાં.
ઢાંકવા લાજ વસ્ત્ર ન જ્યાં, ચપલ શે ધરે રે.
બાપુ ચંપલ શે ધરેરે. ૮

માખણ દેતા છાસ વલોવાયે, દરિદ્રનારાયણની પીડાએ.
ચંપલ કેમ પહેરાય બોલે, હૈયું વલોવાયું રે.
બાપુનું હૈયું વલોવાયું રે. ૯

એક હાથ ઝાલે લાકડી, બીજો મ્હારા ખભે ટેકાવી.
સોપારી-નાળિયેરી વચ્ચે જાતાં, ગાતાં एकला जानेरे.'
બાપુ एकलो जानेरे. ૧૦

કતલ થયેલા સ્થળોમાં, હાડકાં જ્યાં અવશેષ પડેલાં.
બાળેલાં ઝુંપડાં જોતાં ભજનો, શાંતિ દેતાં રે.
બાપુને શાંતિ દેતાં રે. ૧૧

પહોચી માલીમપુર જોયું રે, ઉંચે ને નીચે ખુલે ખાંચરે.
પગ ધોતાં કહે સતીબાબુનો મહેલ જોયો કે?
બાપુએ મહેલ જોયો રે. ૧૨
મળશે જગા ત્યાં આરામે, નહિતો ઝાડના ઓથે રહીને.
રામજી રાખે તેમ રહેવામાં, ચિંતા શાની રે.
બાપુને ચિંતા શાની રે. ૧૩
કાર્યકરોને ખાવાપીવા, ભાવથી મળે તે સેવા લેવા.
નિયમ મ્હેં જે ઘડી આપ્યા તે, હું એ પાળું રે.
બાપુ પોતે પાળે રે. ૧૪
ઇસ્પિતાલ બનાવો આમા, અથવાએવા બીજા કામમાં.
અઢળક પ્રેમનો સ્વાર્થી બની, ના સ્વીકારૂં રે.
બાપુ ના સ્વીકારે રે. ૧૫
હિન્દુ–મુસ્લીમ ધર્મ ન જોયા. ઉંચનીચ ભેદ ન જોયા.
કતલ કરનારાઓના પણ, મહેમાન બની ને.
બાપુ મહેમાન બને રે. ૧૬
પાવન કરવા દેહ–ભવનને, અવસર સપાંડીઓ આ ભવમેં
સૌમા ઓતપ્રોત ભળવા, ભાગ્ય ઘડયું રે.
બાપુ ભાગ્ય શાળી રે. ૧૭
કુમળાહાથથી કુમળા પાચે, વાગ્યાકાંટાનેપડયાચિરાએ.
એટલા દુઃખમાં વર્તે આનંદ વદન મંડળે.
બાપુના વદન મંડળે. ૧૮

૨૬–૩–૫૧



# બા-બાપુને ખોળે

અપૂર્વ અવસર એવો મારે આવીયો,
ભારત છોડો ચળવળ સન બેતાલીસ જો;
બા—બાપુને સરકારે પકડી લીધાં,
પુર્યાં પુનામાં આગાખાની મહેલજો....અપૂર્વ.-૧

બાર વરસની ઉમર ગત માતા તણા,
મીઠા આશિર્વાદથી મીઠી હૂંફમા;
કસ્તુરબાનો ખોળો ખૂંદતી લાડકી,
નાગપુર કારાવાસે અળગી પડી....અપૂર્વ.-૨

બાપુના ઉપવાસો પછીથી ચિંતામાં,
હૃદયરોગના હુમલા બાને ઘણા થતા;
દાક્તર ગિલ્ડર અને સુશીલાબેનીએ,
નર્સ તરીકે મ રી માગણિયું કરી ...અપૂર્વ.-૩

નાદાન બાળકી રાજદ્વારી . વાતોમાં,
સમજે શું પણ, ખતરનાક માને મને;
ટોટનહામને લિનલિથગો સમજાવવા,
દેવદાસ — રાજાજીની ચર્ચા ફળી....અપૂર્વ. ૪

મારા પિતાજી બાપુના ઉપવાસોમાં,
મળવા ગયા ત્યાં, બાએ ખબરો પુછતાં
નબળી ને આંખો બહુ બગડી જાણતાં,
માતૃહૃદય મુંજને જોવા તલસી રહ્યું....અપૂર્વ.

આગાખાની દરવાજે પગ મુકતી જ્યાં,
કસ્તુરબા સામે આવી ઉભા. હતાં;
ઝડતી લેતા સુપરિટેન્ડેન્ટ સાહેબને,
જલદી અંદર આવવા દેવાને કહ્યું .. અપૂર્વ ૬

રાત દિવસ માતાની સેવા કરવાનુ,
વરસ એકને મહિનો ભાગ્ય મને મળ્યું;
ઠંડીમાં દમ ચઢતાં કે, અનિદ્રાએ
થાકી દીકરીને સુવરાવે સોડમાં....અપૂર્વ. ૭

બાવીસ-બે- સન તેતાલીસનો દિન એ,
પ્રેમાળ માતને પ્રભુએ રહેવા ના દીધી;
દડદડ આંસુ સારંતી જડવત્ હું,
વિદાય લેતાં મોટીબા નિરખી રહી....અપૂર્વ. ૮

બાપુના ખોળે નિજ મસ્તક મુકીને,
રામનામને ગીતાધ્વનિ સુણતાં હતાં;
દીકરી ત્હેં બહુ બહુ સેવા મારી કરી,
ઇશ્વર રાખે ખૂબ સુખી તુજને કહે....અપૂર્વ.-૯

"હવે હું જાઉં" કહેતાં બાપુ આંખોથી,
વદન મંડળે બે અશ્રુ ટપકી રહ્યાં;
અંત ઘડીયો બા-બાપુની જોઇ રહે,
ભાગ્યવાન કે ભાગ્યવિહિન ગણાવવા....અપૂર્વ. ૧૦

મમ હિત ચિંતક માતાને લઇ લેનારા,
ઘડી એક શ્રદ્ધા ઇશ્વર ઉપરથી ડગી;
ભજન એક ગાવાનુ કહેતાં બાપુએ,
રામનામ નહિ લઉં નાદાનીમાં વદી....અપૂર્વ.-૧૧

અગ્નિદાહ દઇ પાછા ફરીને રાત્રીએ,
ચૂડીયો કંઠી દોરો કંકુ પાદુકા;
"એમાં પ્રેરણા મેળવજે" બાપુ બોલીયા,
અવશેષ ચીજો બાની મુકતાં મુજ હાથમાં....અપૂર્વ.-૧૨

સતીત્વ કસ્તુરબાનું વળી કેવું હતું,
સૌભાગ્યવતી ભાથામાં બાંધી બંગડીઓ;
સો મણ કાષ્ટની જવાળાએ ના નંદવાણી,
અખંડપાંચે પાંચ પ્રસાદી રૂપજો....અપૂર્વ -૧૩

હવે મને નહિ રહેવા દે ચર્ચા ચાલે,
કારણુ કસ્તુરબા માટે રાખી હતી;
વિધિએ વિખૂટી પાડી મોટીબાથીને,
બાપુના વિયોગ વિચારે દુઃખી દુઃખી....અપૂર્વ.-૧૪

ઝબકી ઝબકી જાગું રાતે ઉંઘમાંથી,
સુશીલા બેનને બાપુ થાબડતા મુને;
બ્રાહ્મ મુહૂર્તે બાપુએ ચિઠ્ઠી લખી,
"મનુડી રાતે સુતી હતી બરાબર ના"...અપૂર્વ.-૧૫

પ્રકાશ પામ્યો રાખવા તુજ ને પ્રભાવતી,
માગણી કરતાં જેલજ શાને માનવી,
રડવાનુ છોડી ખુશ થઇજા બહાર જા,
સેવાધર્મીનું હરહાલતમાં શ્રય છે, ..અપૂર્વ.-૧૬

તુ સરળ ભોળી પરગજુ સેવાધર્મી,
તોય અભણને થોડી પણ મૂર્ખી ખરી,
રાજકોટ શાળામાં નારણદાસની,
સત્સંગ, કામની કળા અને ગાતાં શીખજે....અપૂર્વ.-૧૭

વરસ એક છોકરીઓ સાથે ગાળજે,
પછી પીઠ થઇને જજે કરાંચી કે બીજે,
"તારી મા હું'જાણું' ના" સમજે બસ છે,
પણ સદભાગ્યે બાપુથી ના છૂટી પડી ..અપૂર્વ.-૧૮



# બાપુ બા બન્યા.

બાપુજી બંગાળ ગયા ત્યારે રહેતી હું મહુવામા.
નોઆખલીથી તાર કરી પાસે રહેવાની દીધી રજા,
સાડી પહેરતી, પણ ના માથું ખુલ્લું રાખું ફેશનમાં,
જતાંવેંતજે પ્રણામ કરવા મસ્તક નામ્યું ખોળામા, ૪

નીચું નમતાં માથું ઉઘડ્યું, સાડી સર્યાનું ભાનજ ના,
"કેમ આવી પહોચીને દીકરી" કાન ખેંચી બાપુ કહેતા,
શ્રીરામપુરમાં ઓગણીસમી-બાર-છેતાલીસ તવારીખે,
મધરાત વીત્યા પછીથી બાપુ કહેતા મુજને જગાડીને ૮

ગુજરાતી સાડીમાં શોભે શેઠાણીઓ જે હીંડોળે,
હીંચકવા વા મોટરમાં ફરવા, સીવાય ધંધો ના ખોળે,
ગુજરાતી સાડી પહેરીને, જો નવ ઓઢે તું માથે,
આંખને જોવુંરે નવ ગમશે, અજુગતું એવું લાગે, ૧૨

બાના જેવી જૂના જમાનાની બ્હેનો ધ્યાનજમા રાખે,
માથું ઉઘડી જાય કવચિતનો તરતજ સાવધ થઇ જાશે,
વાત આટલી કરતા પણ નહોતું ભાનજ મને થયું,
કથા ભાગવત લેંસની આગળ, કહેતા શા પરથી બાપુ, ૧૬

પંજાબી પોશાક પહેરતી આગાખાની મહેલજમાં,
પહેરવાનો તારે અહીંયાં મારી સાથે રહેવામાં,
"હુ તો તારી મા બન્યો છું ને" એટલે મારે કહેવાનું,
ખુલ્લે માથે શું કામ ફરેછે, એટલું મારે પુછવાનું ૨૦

લાંબા ટૂંકા શિર હોયે વાળ, છતાં સ્ત્રીઓ આજે,
અંબોડા શિર ગંગાવનના, કે કૃત્રિમ ઉન તણા બાધે,
હું બ્હેનોમાં રહેનારો મુજ હાથ બઢાવામાં આગે,
બા પારસણ જેવી કેમ લાગે દક્ષિણ આફ્રિકા ત્યારે. ૨૪

કશાય એવા ભાનવિના, મ્હે શીખવ્યાં બૂટ મોજાં ધરતાં,
આવી ગયું આટલું બધુ કૃત્રિમપણું જે બ્હેનોમાં,
જેથી અંદરનું જીવન પણ ખોટું થઇ ગયું છે હા હા!
તેને કારણે અત્યાચારો, બ્હેનો પર થાતા શંકા ના. ૨૮

ખોટા દાગીના ચળકી થોડા અંતે કાળા પડી જતા,
મોહ વધુ જાગ્યો છે એને પહેરવેશ ખોટો ધરવા,
અંતરિકમાં શુદ્ધ હોય એ, માન મનથી મનાયના,
પડતી બ્હેનોની થઇ તેથી "વજ્યો ઓટલો" એથીના. ૩૨

નથી સામનો કરી શકવાની હાથેયાર ભલે મુકો હાથે,
બળાત્કારનો કયાથી સામનો વીણ હથીયાર કરી શકસે.
મુઠી હાડકાં સતી 'સીતાના ચપટીમાં રોળી શકતો,
મહાશક્તિશાળી રાવણ ના પવિત્ર મૂર્તિ અડકી શકતો. ૩૬

શરણે થા નહિતર મારી નાખશુ ગુંડાઓ જ્યારે કહેતા,
મોતની બીકે શરણે થઇ એવું બનીયુંછે અહીંયાં,
કાલ્પનિક કે સાચાં ગણવાં રામસીતા રામાયણનાં,
પણ ઉચ્ચ કલ્પના કેવી ભવ્ય એ વણી શકાયે જીવનમાં ૪૦

છે પાત્ર સીતાનું દરેક બ્હેને સાચે સમજવા જેવું,
કૃત્રિમ ચોટલા દાગીનાને સાડીમાંથી કેવું,
ક્યાંની કથા લઇ ગયા વાતને આગળ વળી પુછતા બાપુ,
નખ હોઠ રંગવાની ફેશન જે દિકરી એનું નામજ શું. ૪૪

શીખવાનું કદી નામ કહ્યું ના બાપુજી, હું હસી પડી,
હોઠ રંગીને લિપસ્ટિક કહેતા નામ ન જાણું નખરંગી.
હા હા એ લિપસ્ટિક વાપરી રંગેછે નખ–હોઠ બિચારી,
પણ દુર્બળ ફીક્કી પડી ગઈ, જોવાની ફુરસદ ના લેતી. ૪૮

લાલઘૂમ નખ હોઠ જ પહેલાં તંદુરસ્ત એ બ્હેનોના,
અનુકરણ આંધળું કર્યું છે, માત્ર આપણે પશ્ચિમનાં,
વાંક ભલો પુરષોનો એમાં પણ બ્હેનો માફી પાત્રજ ના,
શિસ્ત, સભ્યતા, વિનય વિવેક, નિયમતપણું ઉદ્યમશિલતા. ૫૨

ખંત નવું શીખવાની તમન્ના, ટેવ બધા સાથે ભળવા,
પાશ્ચિમાત્ય પ્રજાના ગુણ જે, કેટલાય છે શીખવાના,
ગ્રહણ ન કીધા, ફેંકી દીધા પફ પાઉડર ફેશન લીધાં,
પોકાર કરી કરીને કહું છું હું ભારતની મમ બ્હેનોને. ૫૬

બ્હેનોજ હિંદમાં લાવી શકશે, સ્વરાજ્ય સાથે સુરાજ્યને.
ગોઠવણી ઘરમાં અધૂરી, જ્યમ વિના ગૃહિણીના ઘરમાં,
સ્વરાજ્યની ગોઠવણી અધૂરી, રહેશે બ્હેનોના સાથ વિના,
પણ એતો ત્યારેજ થાયકે, પવિત્ર બનશે બ્હેનો જ્યારે. ૬૦

પવિત્ર અક્ષર ત્રણમાં મારા ગુણ-અર્થ અનેક સમાયા છે,
વિવેક સાથે ત્યાગ, લાજ પડદાનો, પણ મર્યાદા છે.

આંતરિકને બાહ્ય સ્વચ્છતા સાથે સુઘડતા શોભે,
અભાવ આડંબરનો પણ, છે સ્વમાન સચ્ચાઇ સાથે, ૬૪

સેવાની ધગશને એવા એવા અનેક અર્થ સમાયાછે,
જ્યા પવિત્રતા ત્યા ઇશ્વરનો સાક્ષાત્કારમાં શંકાના,
આ એક શસ્ત્ર જો મ્હેનો પાખે અવર શસ્ત્રની જરુરજ ના,
લોઢાના શસ્ત્રોની તાલિમથી, આ તાલિમ તો અઘરીછે. ૬૮

પણ સમજે તેને તો તે સાવ સહજને સ્હેલી છે,
લે મ્હેં તને એક સાડીમાથી પાઠ આવડો દઇ દીધો,
જવાબદારી માની વહોરી પૂરી કર્યે મારો છુટકો,
ઉતારવાને જીવનમા આ પાઠો ત્હારે મ્હેં શીખવ્યા. ૭૨

લખી આપજે કાલ ડાયરી હું જાણીસ ત્હેં કેટલા પચવ્યા,
સાડા બારનો સવા થયોછે, અત્યારે તું સુઇ જાને,
વિચાર આવ્યો જોખમ વ્હોર્યું, તો સાવધાનપણ કરૂં તને,
આવી એ મારી માતા હતી જે અર્ધીરાતે ઉઠાડીને. ૭૬

પાઠ આપતા પ્રેમ દાખવી જ્યમ ઉછેરતી મા કન્યાને,
ત્રણેય માતા લઇ લીધી મારી, અત્યારે તો પ્રભુજીએ,
અંતઘડી પર્યંત ત્રણેયે વ્હાલસોયી માવડીઓનો,
પ્રવાહ પ્રેમનો સરખો પામી જનની—બાને-બાપુનો. ૮૦

"ગંગાના નીર તો વધે ઘટેરે લોલ
સરખો એ પ્રેમનો પ્રવાહ રે
જનનીની જોડ સખી નહીં જડેરે લોલ"
સાચે એ કડીઓ અનુભવી. ૮૪

# વૈષ્ણવજન બાપુ

વૈષ્ણવજન બાપુકો કહિએ; જન સેવા ભકિત જાની રે ।
મા ભારતીકો મુકિત દિલાઇ; મન અભિમાન ન લાએ રો વૈ. ॥૧॥

કાલે-ગોરેકે ભેદહી જૂઠે; હૈં માનવબાલ સભી પ્રભુકે ।
રંગદ્વેષકો નિર્મૂલ કરને; ધન-યૌવન નવ ભુગતારો વૈ ॥૨॥

રાજકારણે અર્થશાસ્રમેં; અસત્ય વ્યાપક ઇસ જગમેં ।
નૈતીક મૂલ્યાંકન ફિરા દિયા; સત્યપ્રતિષ્ટા પૂનઃ કરો વૈ. ॥૩॥

શ્રમજીવીકે કંધોંપરસે; થર ઉપલેકો ઉતારના ।
દિખાઇ મહિમા યગ્યકર્મકે; જગકો ભેટ ધરે ચરખા વૈ. ॥૪॥

અજેય આત્મબલસે અડગરહ; શસ્રાસ્રાં બેકાર કરો ।
માર્ગ અહિંસા દીક્ષા દિન્હી; યુદ્ધ ત્રાસિત ઞિસ જગકો વૈ. ॥૫॥

દલિત-પીડિત હિન્દુજાતિ કે; ભેદ ઉંચનીચ ભુલાદિયે ।
દ્વાર પ્રભુકે કાજ સભી તુમ; અનસન કરકે ખુલ્લા દિયે વૈ. ॥૬॥

સર્વધર્મકો સમાન સમઝે, દેખે સર્વ ઉદય સબકા ।
ભાઇ-ભાઇકે બૈર શમનમેં; બલિદાન દિયા નિજ આત્મનકા વૈ. ૭॥

# ગીતાભ્યાસ.

નોઆખલીમાં બાપુ શીખવવા ગીતા,
દશ મિનિટ ઓછામાં ઓછી કાઢતા,
ગીતા અર્થો સાચા જે સમજાવતા,
વ્યાકરણની દ્રષ્ટિ નહિ એમાં જરા. ૪

બાપુ મુજને આગાખાની મહેલજ મા,
ભૂગોળ ભૂમિતિ ગણિત બીજગણિતને,
ઇતિહાસ વળી વિજ્ઞાન શીખવતા સંસ્કૃત,
પણ અંગ્રેજી પોતે કદી ના શીખવ્યું. ૮

જે શીખવતા બીજા સાથીઓ મ્હને,
સમય અભાવે, બાની માંદગી કારણે,
પ્રસંગ પડતા વિષયો છુટયા એક એક,
પણ છોડયુ ના કદીય શીખવવું સંસ્કૃત. ૧૨

મનુડીને મારે શીખવવી ગીતાજી,
ગીતાના ગુરૂદેવજ મમ બાપુ રહ્યા,
નોઆખલીમાં રાતે દિ પુછતા બાપુ,
અભ્યાંસ ગીતાજીનો કયાં સુધી આવીયો ૧૬

હજાર ગુરૂ બીજા વિષયના થાય ભલે,
નથી કરવા ગુરૂજી ગીતાના અન્યને,
કહ્યું સાંભળતાં દુઃખ થયુ કંઇ બાપુને,
એ ઇચ્છામ તારો ખોટો મોહ છે. ૨૦

સારી વસ્તુ શીખવામાં હજારે શું,
બહકે લાખ ગુરૂઓ કાં નવ કીજીયે,
સારી વસ્તુ શીખવામાં આવે શરમ શું?
ભુલ્યા ત્યાંથી સવાર ગણીયે આજથી. ૨૪

નથી રહ્યું બહુ કરવાપણું ઉચ્ચારોમાં,
પ્રતિદિન શ્લોકો પાચ પાંચ મારે લખવા,
અર્થો સંધિ છુટા પાડી કરવાના,
જોઇ સુધારી બાપુ સહી કરતા નીચે. ૨૮

અધ્યાય ત્રીજો ગીતાનો મહિમા યજ્ઞનો,
અભ્યાસ ગીતાનો એ પણ એકજ યજ્ઞછે,
ભગવાન કહે યજ્ઞ કર્યા વીણ માનવી,
ભોજન કરતો ચોરીનુ અન્ન ખાય છે. ૩૨

ચોરીનું અન્ન અને કાચો પારો.
હજમ ન થાયે ને ફુટી નીકળે વળી,
ઘડીભર યજ્ઞ વિના રહે તો, તે ચોર છે,
હૈયા-સ્થિર ને યજ્ઞજ સહેલી વાત છે. ૩૬

ના જરૂર ધનની, બુદ્ધિની કે વિદ્યાની,
પરોપકારી કર્મો સર્વે યજ્ઞ છે,
જીવન જેનું આખું આમજ યજ્ઞમય,
માત્ર તેજ નવ ખાતો અન્નજ ચોરીનું. ૪૦

સ્વાર્થ ત્યાગ ને કૃષ્ણાર્પણની વૃત્તિથી,
ઇશ્વર સાક્ષી સૌ કર્મો સેવા ભાવથી,
સુખદુખ સમ ને નિત્ય સુખને શાંતિ છે,
શરીર મન બુદ્ધિ જેના પરમાર્થમા ૪૪

સકાળ જગતની સેવા જેથી થઇ શકે,
અસંખ્ય માનવી પરમાર્થે જે કરી શકે,
ગરીબોને રોટી, તારે તારે રામનામ,
વિચારતા કાંતણ ક્રિયા એ યજ્ઞ છે. ૪૮

(સોરઠો)

ખરા અર્થમાં યજ્ઞ-માંહી રહ્યો છે રેંટિયો
સમાયો રેંટિડામાં સાચ, ગીતા બોધ્યો શ્રમયોગ.



# પરિશિષ્ટ

(૧) શ્રીરામજન્મ લીલામૃત.

દશરાત્રિ વિશ્વામિત્ર યજ્ઞઃ– ઋષિ વિશ્વામિત્રે દશરાત્રિ નામનો યજ્ઞ કર્યો હતો.

એક–ત્રણ–દશ વર્ષ :–શ્રી રામજી કૌશલ્યા માતાને વનવાસ જતા પહેલાં મળવા ગયા ત્યારે માતાજીને બહુ આઘાત ન લાગે માટે ચૌદ વર્ષ ન કહેતાં ૧+૩+૧૦=૧૪ કહેલાં. (૧૯૫૩માં મારા નાના બંધુ નાશિકમાં રેશનીંગ ઓફીસર હતા ત્યારે એક માસ ત્યાં ગાળેલો તે દરમિયાન નાસિક–પંચવટી રામાયણ પ્રસિદ્ધ સ્થળોએ શ્રી રામજન્મ–લીલામૃત લખવા પ્રેરણા આપેલી.)

(૨) શ્રી કૃષ્ણ જન્મ લીલામૃત.

માસી પૂતના–ઝુલણા. પૂતના પછી કંસે મોકલેલી ઝુલણા–એ પણ શ્રી કૃષ્ણને વિષમય સ્તનપાન કરાવ્યું હતું.

નીભીડ–કેદખાનું. શકટને તૃણ શકટાસુર અને તૃણાવર્ત વત્સ બકઃ– વત્સાસુર, બકાસુર,

કુવલયાપીડનેઃ– કુવલયાપીડ હાથીને.

પાન ૪ ઉપર ૩૦ મી લીટી કેટલીક પ્રતોમાં છપાઇ નથી. "હાથ બાણાસુર હજારો હરિ–ચક્ર સુદર્શન હશે."

(૩)મહાભારત કથા.

બક નર ભક્ષીનેઃ– નરભક્ષી બકાસુર રાક્ષસને.

વેશ કાપડીઃ–પાંડવો સ્વયંવરમાં કાપડી વેશ ધરીને ગયા હતા.

ગાંગેયઃ–ગંગાજીના પુત્ર ભીષ્મ પિતામહ.

"વળી પુન્યશ્લોક બની પ્રજાને પાળી યશ પ્રસરાવતા" ઉપરની લીટી નળાખ્યાનમાંની ઉત્તમ લાગવાથી એમજ ઉતારી છે.

પુણ્ય શ્લોકો નલો રાજા, પુણ્યશ્લોકો યુધિષ્ઠિર.
પુણ્ય શ્લોકો, વિદેહશ્ચ, પુણ્યશ્લોકો જનાર્દન.

હિંદુ ધર્મમાં ૪ પુણ્યશ્લોક માનવો મનાય છે જેમના સ્મરણથી પુણ્ય થાય, પવિત્ર ભાવના જાગે.

'ઉત્પાત....હરીજવા' વનવાસ દરમ્યાન એક વખત દુર્યોધનના બનેવી સિંધનો રાજા જયદ્રથ તેમના નિવાસ આગળથી પસાર થતો હતો ત્યારે પાંડવો મૃગયા કરવા ગયેલા હતા તે તકનો લાભ લઈ જયદ્રથે પોતાના રથમાં દ્રૌપદીને નાખી હરી જવા પ્રયત્ન કર્યો હતો.

ચોવીસ હજારા શ્લોકઃ–શ્રીવ્યાસ મુનિએ પ્રથમ ગ્રંથ લખ્યો તેમાં ૨૪૦૦૦ શ્લોક હતા. તેનું નામ "જય" (તતઃ જયમ્ ઉદીરયેત્) હતું. બીજી આવૃત્તિ થઈ તેનું નામ ભારત થયું

અને અત્યારે ઉપલબ્ધ છે તે મહાભારત, જેમાં એક લાખ શ્લોકો છે. પ્રાચીન કાળમાં કવિઓ લેખકો પોતાની કૃતિઓ પોતાના નામથી પ્રસિદ્ધ કરવાનું પસંદ કરતા નહતા. પરંતુ ઉત્તમ ગ્રંથોમાં દાખલ કરી દેતા.

(ચોવીસ હજારા શબ્દ હિંદી છે. દિલ્હીમાં તીસ હજારા ગલી છે )

(૪) ગંગા અવતરણ કથા. વાલ્મિકિ રામાયણના આધારે રચી છે. "ઇક્ષ્વાકુ વંશની વૃદ્ધિને વળી ઉતરશે ગંગા ધરા." ગંગાજી ધરા–પૃથ્વી ઉપર ઉતરશે.

"ત્રિપથગા બિંદુ સરથી નીસરે" સ્વર્ગ, પૃથ્વી અને પાતાળમાં વહેતી ત્રિમાર્ગ ગામિની ગંગાજી બિંદુસરોવર હિમાલયમાંથી સાત પ્રવાહ રૂપે નીકળે છે.

"સરી કર્ણથી સરી સાગરે સરી રસાતળમાં ભસ્મપર" જન્હુ મુનિએ ગંગાજીને મુક્ત કીધાં તેનો પ્રવાહ તેમના કાનમાંથી વહેવા લાગ્યો, સાગર સુધી વહ્યો અને ત્યાંથી રસાતળમાં જઈ સાઠ હજાર સગર પુત્રોની ભસ્મ પડી હતી. તેના ઉપર વહી ઉધ્ધાર કર્યો.

(૫) પ્રેમળ જ્યોતિ-Lead Kindly Light. શ્રી એડવીન આર્નોલ્ડના કાવ્યનું, શ્રી નરસિંહરાવ દીવેટીયાએ કરેલા અનુવાદ કાવ્યની વપંકિત છે.

"ઈશનું વ્યાપેલું....પર ધન વાંછુના.
ઈશાવાસ્યં ઈદમ્–સર્વમ્ યત્કિંચ જગત્યાં જગત,
તેન ત્યકતેન ભુંજી થા મા ગૃધાઃકસ્ય સ્વિત્ ધનમ.
"સત્ય ધર્મ .... સુવર્ણ નિવાર"

હિરણ્યેન પાત્રેણ સત્યસ્યાપિહિતિમ્ મુખમ્
તત્વં પૂષન્ અપાવૃણુ સત્યધર્માં દ્રષ્ટયે.
ઈશાવાસ્ય ઉપનિષદના પ્રથમ અને અંતિમ બે મંત્રો
ફળનું ના....નહિત્યાગ, રહીને નિંદા સ્તુતિમાં સમાન.

કર્મણ્યે વા ધિકારસ્તે, મા ફલેષુ કદાચન
મા કર્મ ફલ હેતુ ભૂંમા તે સંગો સ્ત્વ કર્મણિ

તુલ્ય નિંદા સ્તુતિ મૌની, તુલ્ય નિંદાત્મસંસ્તુ ત.
ગીતાજી ૨–૪૭, ૧૨–૧૯, ૧૪–૨૪.

સંત મહંતોની....ન લોભ
સંત મહંતની ઉપેક્ષા અથવા અવહેલના નથી પરંતુ
" અતિ સર્વત્ર વર્જયેત "ભાવ સાથે મધ્યમ માર્ગ સારોએ
ભાવના છે.

"કરૂણાથી હણીને અજ્ઞાન તેષામેવાનુ કમ્પાર્થમ્
અહમજ્ઞાજંતમઃ" નાશયામિ........

અસત્યેથી દોરો સત્ય માર્ગ "ૐ અસતો મા સદ્‌ગમય"
અંધારેથી દોરો જ્યોતિમાર્ગ "તમસો મા જ્યોતિર્ગમય"
મૃત્યુંજય દોરો અમૃત માર્ગ "મૃત્યોઃ મા અમૃતં ગમય"
"પાકે તૂટે ફળ ડીંટાથી જ્યારે" મૃત્યુંજય મંત્રનું ઉત્તર ૫૬

ત્ર્યમ્બકં યજામહે સુગંધિં પુષ્ટિ વર્ધનમ્
ઉર્વારુકં ઇવ બંધનાત્ મૃત્યોઃ મુક્ષીય મા અમૃતાત્

વૈદિક સ્તુતિમંત્રો અને ગીતાજીના સારરૂપ શ્લોકના ભાવ સમાવવા પ્રયત્ન કર્યો છે.

"અણવિશ્વાસ ભય ને દ્વેષ સંહારે." "અનાદિથી માવ જાત"

શ્રી આઇઝનહોવરે ૪ સ્વાતંત્ર્ય Freedom from (1) Distrust (2) Fear (3) Jealousy and (4) Freedom of Worship સમગ્ર માનવજાત ભોગવે એ હેતુએ સંયુક્ત રાષ્ટ્રસંઘ 'UNO' ના બંધારણમાં પ્રસ્થાપિત કર્યાં છે.

"માટી કોડીયે ટગમગતા દીપકની, સાચવી સોડીયે જ્યોત"

વર્ષો પહેલાં વડોદરા થીઓસોફીકલ લોજમાં કવિશ્રી સુંદરમે એમના વ્યાખ્યાનમાં સાધકની એકાગ્રતા કેવી હોવી જોઇએ તેના ઉદાહરણમાં કહેલું કે :–પહેલાંના સમયમાં દિવાસળીનો વપરાસ બહુ નહતો ત્યાં સુધી સાધનસંપન્ન માણસને ત્યાં દિવો પ્રગટે તેમાંથી આડોશી પાડોશી બેનો પોતાના કોડીયામાં દિવાની વાટ સળગાવી ઓઢેલા સાલ્લાનું માથેથી એક હાથ કાટખુણે ઢંકાય તેવું સોડીયું વાળી તેમાં દિવો રાખી લઈ જાય જેમાં બહારના પવનથી જ્યોત હોલ વાય નહિ અને સાલ્લો સળગે નહિ તે બંને જોવાતું !

૬ અક્રોધ :–ક્રોધને શી રીતે જીતવો તેનો માર્ગ ભગવાન બુદ્ધ બતાવ્યો છે. "अक्रोधेन जीने कोध." અક્રોધથી ક્રોધ જીતવો એવો સરળ અને મિતાક્ષરમાં જવાબ–માર્ગ-દર્શન બીજું નહિ હોય. કવિ નર્મદનું " નવ કરશો કોઈ શોક રસિકડા" કાવ્યના ધ્રુવમાં શોકને બદલે ક્રોધ મુકયો છે!

## ૭-૯ મંગલાષ્ટકો

" સામ્રાજ્ઞી શ્વસુરે ભવ " કણ્વ મુનિએ શકુંતલાને વળાવતાં આશિર્વાદ આપેલા શબ્દો જે મૂળ ઋગ્વેદમાં છે

સમ્રાજ્ઞી શ્વસુરે ભવ, સમ્રાજ્ઞી શ્વશ્વાં ભવ;
નનાંદરી સમ્રાજ્ઞી ભવ, સમ્રાજ્ઞી અધિદેવૃષુ. ઋ. મં. ૧૦-૮૫-૪૬

ડગલાં સાત ભરો........અડગતા ગ્રહો.

હિન્દુ લગ્નવિધિમાં વર–વધુ સપ્તપદિ વિધિમાં સાત ડગલાં સાથે સાથે ભરીને જીવનસખા-સાથી બને છે. દરેક ડગલે પતિ પત્નીને કોટુંબિક સમૃદ્ધ જિવનમાં દોરો એવી વિષ્ણુ ભગવાનને પ્રાર્થના કરે છે-

ૐ એકમ્ ઇષે, દ્વે ઊર્જે, ત્રીણિ રાયસ્પોષાય, તુરીયે માયોભવાય.
પંચ પશુભ્યઃ ષડ્, ઋતુભ્યઃ, સખે સપ્તપદાભવ, સામામ્
અનુવ્રતા ભવ.

(૧) એકે ઈષ્ટ કલ્યાણે વિષ્ણુ દોરજો તને.
(૨) બીજે બલ સામર્થ્યે ,, ,,
(૩) ત્રીજે ધનસમૃદ્ધિ ,, ,,
(૪) ચોથે સુખ સંપત્તિ ,, ,,
(૫) પશુપાલન પ્રતિ દોરો વિષ્ણુ પાંચમે તને.
(૬) છએ ઋતુમાં સ્વાસ્થ્યે વિષ્ણુ દોરજો તને
(૭) સખે સપ્તપદા થાઓ, મને થાઓ અનુવ્રતા.

લગ્નવિધિ પુરી થાય એટલે આચાર્ય ધ્રુવતારકનું દર્શન કરાવી તેવા અચળ રહેવાનું અને કન્યાનો ભાઈ નાના પત્થર (અશ્મા) ઉપર બ્હેનના પગનો અંગુઠો દાબી અડગ રહેવાનુ સૂચન કરે છે.

આરોહો સમુપધત્સ્વ હસ્તં પરિષ્વાજસ્વ:
જાયા સુમનસ્ય માન: પ્રજાં કૃણ્વાયામ્ ઇહ
મોદમાનૌ દીર્ઘંવામાયુ: સવિતા કૃણોતુ (અથર્વ ૧૪-૨-૩૮)

આચાર્યના આશિર્વાદ મંત્રને "વાધો આગળ...... અર્પો દીર્ઘાયુષ્ય દેવ—સવિતા" ના ગુંથ્યા છે.

૧૧ મહીડાનાં દાણ :—આજકાલ કૃષ્ણભક્તિને નામે થતી રાસલીલાઓ પ્રત્યે નાપસંદગી દર્શાવવા લખ્યુ છે. શુકદેવજીએ શ્રીમદ્ભાગવતમાં કહ્યુ છે કે :—

મહાદેવના જેવી શકિત જેની પાસે ન હોય એવો પુરૂષ વિષનું ભક્ષણ કરતાં નાશ પામે છે તેમ ઇશ્વરનું અનુકરણ કરનાર નાશ પામે છે.

૧૨ આદર્શ વિદ્યાર્થી : શાળા, મહાશાળાઓના આચાર્યોને વિનંતિ કરૂં છું કે આ ગીતને નિત્યની વિદ્યાર્થીઓની સમૂહપ્રાર્થનામાં સ્થાન આપે.

શ્રીમદ્‌ભાગવતમાં વિષ્ણુ ભગવાનનાં ચરિત્રો–લીલાઓ મુખ્યત્વે છે. પરંતુ ભાગવતકાર મંગલા ચરણમાં "પરમ્ સત્યં ધીમહિ" સત્ય એજ પરમેશ્વર અને એનું ધ્યાન ધરીયે છીયે કહે છે. શ્રી શુકદેવજી પરિક્ષીતની ધર્મસભામાં ભગવદ પ્રેરણાથી પધારે છે. રાજાની ભગવદ્ ગુણાનુણોવાદ સાંભળવાની તત્પરતાથી પ્રસન્નથઇ શ્રીમદ્ ભાગવત કથા કહેવાનું શરૂ કરે છે, તેઓશ્રી ને પણ મંગલાચરણ રૂપે ભગવદ્ સ્તુતિ કરવી જોઇએ તેવો ખ્યાલ બીજાસ્કંધના ત્રીજા અધ્યાય પછી આવ્યો ! ચોથા અધ્યાયના ૧૨ થી ૨૫–શ્લોકોથી મંગલાચરણ કર્યું તેમાના ૧૪,૧૫ અને ૧૬ શ્લોકોમાં સુભદ્ર શ્રવસ પુણ્યશ્રવણ–પુણ્યશ્લોક પરમાત્માને નમોનમઃ વધા છે. ( શ્રી ડાંગરે શાસ્ત્રીજીના પ્રવચનોના આધારે )

જન્મા ધસ્ય યતઃ વેદાન્ત સુત્ર ૧–૧–૨; આના–જગતના જન્માદિ જ્યાંથી એવા સત્ય સ્વરૂપ પરમાત્માનું ધ્યાન ધરીયે છીએ . બિંબોપદેશઃ– ભાગવતમાં પરમાત્માને બિંબ અને જીવને પ્રતિબિંબ કહ્યા છે.

નારદજીનો આદેશઃ-

ઉશિક્ ક્ષયઃ-ઉશિક્-પરમાત્મા બ્રહ્મઃ ક્ષય-નિવાસ. બ્રહ્મ-નિષ્ઠ. ક્ષય નિવાસના અર્થમાં વેદમાં વપરાયેલો શબ્દ છે.

તસ્મા અરમ્ ગમામ વઃ યસ્ય ક્ષયાય જિનવથ.
આપઃ જનયથા ચ નઃ (શુકલ યજુ ૩૬-૧૬).

રસેભર્યાં અન્ન બહુ પ્રાપ્તથાઓ; યજ્ઞફળ નિવાસ, સ્વર્ગ તૃપ્ત. અમને બનાવો સુપ્રજનન્ સમર્થ.

જ્ઞાન નિરંજન :-અંજન વિનાનું, ટાપટીપ વિનાનું વિશુધ્ધજ્ઞાન. ઉરૂક્રમ :-ઉરૂ પૃથિવી, ક્રમ પ્રદક્ષિણા કરવી. સૂર્ય-વિષ્ણુ

" ત્યજી પ્રેયધર્મો ભજતાં હરીચરણ ".
સરખાવો ગીતાજી શ્લોક ૬-૩૮.
કચ્ચિનોઽ ભય વિભ્રષ્ટા શ્છિન્ના ભ્રમિવ નશ્યતિ.

"શ્રી ભાગવત સારોધ્ધાર" (અંગ્રેજી ભાષાંતર) શ્રી નાનાલાલભાઇ શાહનું (નિવૃત પ્રિન્સિપાલ ઓફ મેમો-રિયલ હાઇસ્કુલ વડોદરા) પુસ્તક અનાયાસે બે-ચાર દિવસ મને વાંચવા મળ્યું હતું. તેમાટે તેઓ શ્રીનો આભાર માનું છું.

શ્રી નારદજીની વ્યાસ મુનિને ભાગવત લખવાની પ્રેરણાના શ્લોકો ૧-૫-૧૦થી ૨૧ નું સમશ્લોકી કરવામાં શ્રીકૃષ્ણ-શંકર શાસ્ત્રીના શ્રીમદ્ભાગવત (પ્રથમ દ્વિતીય સ્કંધ) નો આધાર લીધો છે એ માટે તેઓશ્રીનો પણ આભાર માનુ છું.

સંસ્કૃત શ્લોકો, સંધિઓ અને તેટલી છુટી પાડીને તેમજ ગુજરાતી લિપિમાં છાપ્યા છે, જેથી વાંચવામાં અને સમજવામાં સરળતા રહેશે એ હેતુ છે. છપાઇમાં રહી ગયેલી ભૂલો માટે ક્ષમા યાચું છું.

અન્વયઃ-કાર્ય કારણ. સ્વરાટઃ-સ્વરાજ. સ્વયંપ્રકાશ.

વિનિમયઃ—અદલો બદલો, એકબીજામાં આભાસ.

ત્રિસર્ગઃ-સર્ગ, ઉપસર્ગ, વિસર્ગ; સર્જન, પાલન, પ્રલય.

કુહકઃ-કપટ, માયા. પ્રોજ્જિતઃ-વાળીઝુડી સાફ કરેલું.

તાપ ત્રય :-ત્રિવિધ તાપ આધિ, વ્યાધિ, ઉપાધિ.

આલયઃ- લય પર્યંત સમાપ્તિ સુધી.

સુભદ્ર શ્રવણઃ- જેમનું નામ શ્રવણ કલ્યાણકારી હોય. (સુચિશ્રવ). ઇક્ષાત્રયી-ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ.

નય દમ સુવાર્તાઃ- ન્યાય યોગ રામાયણ ભારત કથાઓ.

દ્વિષડ્ગુણ=૧૨ ગુણો

" ધર્મશ્ચ સત્યં ચ દમસ્તપશ્ચ,
અમાત્સર્યં હ્રીસ્તિતિક્ષાઽનસૂયા;
યજ્ઞશ્ચ દાનં ચ ધૃતિઃશ્રુતંચ
વ્રતાનિ વૈ દ્વાદશ બ્રાહ્મણસ્ય "

અસાદત્મભાવઃ- જગત અસત્ય અને તેમાં રમતો આત્માભાવ.

ભાગવત સારોધ્ધારમાં પાઠ આ પ્રમાણે છે.

" વિપ્રાત દ્વિષં ગુણ યુતાત્ અરવિંદનાભ. "

ગુણી ભદેવ યુકત વિપ્ર, ને નાભિપદ્મ.

# ગાંધી ગીતો

સયાજીગંજ સેવાસમાજ પ્રતિવર્ષ ભાદરવા વદી ૧૨ થી ૨જી ઓકટોબર વચ્ચેના દિવસોમાં ગાંધી જયંતિ ઉજવે છે. ૧૯૪૮ ના જયંતિ ઉત્સવમાં સદ્‌ગત શ્રી પુનિત મહારાજના ભજનોના કાર્યક્રમમાં તેઓશ્રીએ સ્વરચિત બાપુને સ્મરણાંજલિ અર્પતું એક ગીત ગાયું હતું. જેમાંનો એક બોલ "બાને બાપુની બેલડી ક્યાં જોશું ફરી ?" હૃદયને સ્પર્શી ગયો. અને બાપુના સ્મરણો ગુંજવા માંડયાં, જે "બાપુ સાબરમતી શું નહિ આવે ફરી ?" ગીતમાં સાકાર થયાં. સદ્‌ગત્ પ્રોફેસર શ્રી ચતુરભાઇ પટેલને ( ગુજરાતીના પ્રોફેસર બરોડા કોલેજ ) મારો પદ્યમાં આ લખવાનો પ્રથમ પ્રયાસ બતાવ્યો. ( ડાકોર હાઇસ્કુલમાં ભણતો ત્યારે તેમના પ્રેમ અને માર્ગદર્શનથી ગુજરાતી સાહિત્યસભાની પરીક્ષા ઉત્તીર્ણ કરી હતી. તેઓશ્રી ત્યારે પણ હું કંઇ પદ્યમાં લખું એવો આગ્રહ રાખતા હતા. ) ઘણા ખુશી થયા અને એક ઉત્તમ સૂચન કર્યું કે કાવ્યમાં કર્કશવાણી ન શોભે. મૂળ કાવ્યમાં રહે બાપુના શબ્દો "કાગડાને કુતરાના મોતથી મરૂ તો ભલે." મુકેલા કાઢી નાખી.

"વિણસ્વરાજ કરૂં નહિ ભીષણ પ્રતિજ્ઞા સાથમાં ફેરવ્યા."

(૧) બાપુની યાદ :—હૃદયકુંજ—સાબરમતી આશ્રમમાં પુજ્ય બાપુના નિવાસ સ્થાનનું નામ.

"છેલ્લો કટોરો ઝેરનો, તું ગોળમેજીમાં ગયો પી," પુજ્ય બાપુ ગોળમેજી પરિષદમાં જવા મુંબાઇથી સ્ટીમરમા રવાના થવાના સમયે સ્વ. શ્રી મેઘાણીએ "છેલ્લો કટોરો ઝેરનો, તું પી જજે બાપુ" કાવ્ય એમને અર્પણ કર્યું હતું.

એકની સરહદ :—ભારતના ભાગલા પડયા ત્યારે પંજાબ અને સરહદ પ્રાતમાં ભારત અને પાકિસ્તાનનાં લશ્કરો ગોઠવાઇ ગયાં હતાં છતાં લાખોની કતલ થઇ હતી બંગાળમાં પૂજ્ય બાપુ અને શહીદ સુહરાવર્દી વચ્ચે ૧૩ ઓગસ્ટે નોઆખલીની હિંદુ વસ્તીના સલામતીની સમજુતી થઇ ( જુઓ કાવ્ય, "પંદર ઓગસ્ટ સુડતાલીસ" ) તેથી કોઇ અનઇચ્છનીય બનાવ બન્યો નહી આથી લોર્ડ માઉન્ટબેટને મહાત્માજીને અંજલિ આપતાં કહેલું ' ONE MANS BORDER "

(૪) મારે દાકતર રામ :—નિર્મળદા :– નોઆખલી પ્રવાસની દેખરેખ નિર્મળબાબુ રાખતા હતા. ગુજરાતીમાં માનાર્થે નામની જોડે ભાઇ અગર બ્હેન બોલીયે છીએ તેમ બંગાળીમાં નિર્મળભાઇને નિર્મળદા અને નર્મળબેનને નિર્મળદી કહે છે.

સુવરાવ્યા સેજ : સેજ ( શય્યા.) પથારીમાં સુવારાવ્ય.

(૫) ડબ્બો બે ખાનાનો :—માંડી સોઈ કરવાઃ-મરાઠીમાં રસોઇને સોઇ-સોઈપાક કહે છે.

(૬) " અશ્મા ચ મે " શુકલ યજુર્વેદ અધ્યાય ૧૮ ના ૧૩ મો મંત્ર.

અશ્મા ચ મે મૃતિકા ચ મે ગરયશ્ચ મે ...યજ્ઞેન કલ્પન્તામ્.

અશ્મા, મૃત્તિકા, ગિરિ, પર્વતો, રેત.

વૃક્ષો. સુવર્ણ અય-લોહ, શ્યામ-તાંબુ

લોહ-કાંસુ, સીસુને ત્રપુ-કલાઈ.

યજ્ઞેથી યજ્ઞાર્થ શિવસંલ્પ તો હું.

યજ્માન ભગવાન પાસે સંપત્તિની માગણી કરે છે. તેમાં અશ્મા-પત્થર, મૃત્તિકા-માટીનો પણ સમાવેશ કરે છે.

સાદો અર્થ " મારે પત્થર પણ " થાય. પણ મે નો અર્થ પણ થાય છે તે અહિ ઘટાવ્યો છે.

(૭) પંદર ઓગસ્ટ સુડતાલીસ :

ઉર્ધ્વ બાહુ વિરોમ્યેષ ન ચ કશ્ચિત શ્રુણોતિ મામ્

મહાભારતના ભયાનક યુદ્ધના અંતે ખિન્ન થઇ મહર્ષિ વ્યાસ બોલ્યા હતા. આજ વાકય પુ. મહાત્માજી પણ સ્વાતંત્ર્યપછીની હિંદુ-મુસ્લીમ કાપાકાપીથી ખિન્ન થઇને બોલ્યા હતા

અમાની માનદ માન્યઃ ( વિષ્ણુસહસ્ત્ર શ્લોક ૯૩ ) ભગવાનનાં નામો (૧) અમાની, માનની સ્પૃહાવિનાના (૨) માનદઃ માનને યોગ્ય અને (૩) માન્યઃ સર્વમાન્ય ગણાવ્યાં છે,

(૧) "મખમલ છાયી ધરતિ પર " પૂ. બાપુએ નોઆખલીના અત્યાચારોથી વ્યથિત થઇને અતિશય ગરીબ પ્રજાનાં દુઃખમા સહભાગી થવા પદયાત્રામાં ચંપલ ન પહેરવાનો નિશ્ચય કર્યો હતો.
(જુઓ કાવ્ય એકલા જાનેરે) પણ કોઈએ તેનું કારણ પુછતાં જવાબ આપેલો કે અહિની ધરતિ લીલીછમ મખમલ સુલાયમ જેવી છે !

(૯) "ભારતીની ભિક્ષા"માં પૂજ્ય બાપુ દક્ષિણ આફ્રિકામાંથી આવી રાષ્ટ્રીય મહાસભામાં જોડાયા ત્યારે આખા ભારતના બધા પ્રાંતો-પ્રદેશોના આગેવાનો તેમની સાથે જોડાયા તેમનાં આછાં આછાં રેખાચિત્રો દોરવાનો પ્રયત્ન છે"તીન કઠીયા ત્રાસ ચંપારણેઃ- ચંપારણ ઉત્તરબિહારમાં દર વિઘામાં

તીનકાઠી ૩/૨૦ જમીનમાં ગળીનુ વાવેતર ફરજીયાત હતું. તેના સામે ચંપારણ સત્યાગ્રહ થયો હતો.

"હિમાળેથી આવી વસ્યા ગંગા જુમના દોઆબ"
હિમાલય કાશ્મીરમાંથી નહેરૂ કુટુંબ ગંગા જુમના વચ્ચેના દોઆબ પ્રદેશ અલ્લાહાબાદમાં આવી વસ્યા હતા.

પચ્ચાસ ઘંટા આરતિ "મહાકવિ શ્રી નાનાલાલનુ મહાત્માજીની ૫૦ મી વર્ષગાંઠ પ્રસંગે લખેલા કાવ્યને પહેલો બોલ હતો "પચ્ચાસ પચ્ચાસ ઘંટા આરતી વગડાવો."

(૧૦) એકલો જાનેરે:– કવિશ્રી રવિન્દ્રનાથ ટાગોરનું પ્રસિધ્ધગીત.
"એકલો જાને, એકલો જાને એકલો જાનેરે"
જેનું ભાષાંતર ગુજરાતીમા પૂજ્ય મહાદેવભાઇ દેસાઇ એ કરેલું છે.

(૧૨) "અંબોડા શિર ગંગાવનના" જે સ્રીઓને વાળ ફરજીયાત કાઢી નાખવા પડયા હોય અથવા ધાર્મિક માન્યતા મુજબ મદ્રાસ બાજુ ના મંદિરોમાં સ્રીઓ શિર મુંડન કરાવે છે. તે વાળના ચોટલા ગંગાવન કહેવાય છે. (અને હાલમાં તો તે પરદેશી હુંડીયામણ કમાવી આપતો ઉદ્યોગ બન્યો છે !)
"ગંગાનાં નીરતો વધે ઘટેરે લોલ"
કવિશ્રી બોટાદકરના "જનની" કાવ્યમાં છે.

## શુદ્ધિપત્રક નં. ૨.

| પાન | લીટી નં | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૦ | ૧ | કિંચત્ | કિંચિત |
| ૧ | ૫-૯ | વળ્યા, દશરથે | જતાં, દશરથ |
| ૭ | ૧૩ | અભિપાપ | અભિશાપ |
| ૧૨-૧૭-૫૬ | ૧૫-૩-૧૯ | સ્વાથ્ય-પૂરૂ-પૂરો | સ્વાસ્થ્ય-પુરૂ-પુરો |
| ૧૫ | ૧૪ | રાત | રાતે |
| ૨૬ | ૨-૬ | હદા-વેદ્ય | હૃદા-વેદ્યં |
| ૨૮ | ૧૨ ૧૭ | મંગલાનિ, ધયો | મંગલાનિ તે, ધિયો |
| ૩૦ | ૧-૨-૯ | સુહુત્કૃતમ્-ત્રવર્ગ | સુહૃત્કૃતમ્-ત્રિવર્ગ |
| ૩૧ | ૧૫-૧૬-૨૦ | મન્યંત-સુહુદઃ-ભૂરમાનઃ | મંચેત -સુહૃદઃ-ભૂરિમાન |
| ૩૪ | ૬-૯ | પ્રતશ્રાસ-નિમત્ત | પ્રતિશ્રાસ-નિમિત્ત |
| ૩૬ | ૧ | ાહેતુ-સૂર્ય ી | અહેતુ-સૂર્યથી |
| ૩૭ | ૨-૩ | આર્પતં-શુચશ્રવા | ચાર્પિતં-શુચિશ્રવાઃ |
| ૮૦ | ૬ | સત્યધર્મો | સત્યધર્માય |
| ૮૪ | ૧૦ | પરિક્ષીતની | પરીક્ષિતની |